# चंद्रहासनुं आख्यान.

પાંડવાશ્વમેધ ઉપરથી
સર્વે આર્યજનોને સારૂ
છપાવી પ્રસિદ્ધ કરનાર,

## रावळ दैवशंकर रामचंद्र.

પઢવાણવાળા.


## अमदावादमध्ये.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૩૮ સને ૧૮૮૨

મૂલ આઠ આના.

# चंद्रहासनुं आख्यान.



પાંડવાશ્વમેધ ઉપરથી

સર્વે આર્યજનોને સારૂ

છપાવી પ્રસિદ્ધ કરનાર,


## रावळ देवशंकर रामचंद्र.

વઢવાણવાળા.



## अमदावादमध्ये.

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રિન્ટિંગ અને
જનરલએજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૩૮ સને ૧૮૮૨

મૂલ આઠ આના.

# अर्पण पत्रिका.

## હરીગીતછંદ.

માહારાજ કેરો સુજસ ઉજ્વળ પયસમો અવની અતી;
ધર્માનુસારી ધીર ગુણ ગંભિર નિર્મળ છે મતી;
પ્રૌઢા પ્રતાપિ અતીખ્યાતી સુજ્ઞ સકળ શિરોમણી;
રેહો અમર અવિચળ રાજ દાજીરાજ અમ ઉપર ધણી. ૧
પ્રતિ દિવસ પૂર્ણ પ્રતાપ અધિકો આપનો પ્રભુજી કરે;
કિર્તી રૂડી જુગ જામતાં જન હેત સૌ હર્ધયે ધરે;
બુદ્ધિ પ્રબળ અને ચપળતા છો સુધારાના સોબતી;
પરતાપી છો માહારાજ ઉર આનંદ ઉપજે છે અતી. ૨
અહો દૈવ દાજીરાજની મન કામના સિદ્ધિ કરો,
સુખ સિદ્ધિ રિદ્ધિ સકળ આપી અખુટ ભંડારો ભરો;
અર્પણ કરૂંછું આપને, આ લધુ પુસ્તક લાવથી;
શાણા વિવેકી સુજ્ઞ નૃપ, સ્વિકારશો સદ્ ભાવથી;
પ્રભુ પાસ દિલથી દેવશંકર માગે એવું આપજો;
પ્રતી દિવસ દાજીરાજને સુખ આપી અવની થાપજો. ૩

---

# अर्पण पत्रिका.

**નેકનામદાર માહારાજા ઠાકોર સાહેબ શ્રી, દાજી-**
**રાજ સાહેબ બાહાદૂર સ્વસ્થાન વઢવાણ.**

—०००—

આપસાહેબ સર્વદા સ્વદેશ કલ્યાણના કાર્યમાં અધિક
ઉત્તેજન આપવા તન, મન ધનથી તત્પર રહો છો,
નીતિનાં નૂતન પુસ્તક લખનારની બેહદ બૂજ
જાણવાને અહોનિશ ઉત્કંઠાવાળા છો,
પરોપકારી કાર્ય કરવામાં પ્રેમયુક્ત પુરતું લક્ષ
ખેંચવા ખરેખરી ખાયેશ ધરાવો છો, અને
તાબાની રૈયત ઉપર તાજુબીની નજરે
જોઈ સંતોષકારક સહાયતા કરવા
કદી ચુકતા નથી, વિગેરે આપના
અનંત શુભ ગુણની શ્રેષ્ટતાથી
આ મમરચિત લઘુપુસ્તક
આપસાહેબનેજ અપુ-
ર્વ આનંદથી અ-
ર્પણ કરૂંછું તે
સ્વીકારશો
લી.હું.[illegible]

આપસાહેબની તાબાની રૈયત માહેનો આજ્ઞાનું સાર

**રાવળ. દેવશંકર રામચંદ્ર.**

# प्रस्तावना.

જન્મ દુઃખ અને મર્ણ પોતાની નજરે જુયેછે તેછતાં, પ્રમાદરૂપી મદિરાપાન કરીને જગત બધું બાવરૂં બની ગયું છે; જેમાં નિચ માણસના અયોગ્ય યત્ન, ઇશ્વરી નિયમને ઉલંઘન કરવાને શક્તિ વિનાના થઇ પડતાં, ધારેલ મનોરથ કેવા નિષ્ફળ જાયછે તે, અને કરેલ કાવતરાનો બદલો તદન ઉલટી રીતે પોતાને કેવો કષ્ટ રૂપ થઈ પડેછે તે.

શિવાય કરેલ કાવતરાં સામાવાળાને કેવાં સુખ દાયક અને શ્રેષ્ટ ફળદાતા તેના નિર્દોષપણાથી પ્રાપ્ત થાયછે તે,

આ બાબતનું પાંડવાશ્વમેધમાંથો દાનત ભ્રષ્ટ દુષ્ટબુદ્ધિ નામના પ્રધાને નિર્દોષ ચંદ્રહાસ પ્રત્યે જે ગેરવર્ત્તણુંક ચલાવી તેનો લાભ ચંદ્રહાસને જે થયો તેનું; અને દુષ્ટબુદ્ધિના શિરપર જે મહાસંકટનું વાદળું છવાઈ ગયું તેનું ટુંકું વર્ણન, મારા અલ્પજ્ઞાન પ્રમાણે વિશેષ અનુભવિક તથા ઉપયોગી બાબતોની સાથે આ લઘુપુસ્તકમાં દર્શાવેલું છે.

વિદ્યાસંબંધી જોઇએ તેવા પરિચયવિના આવું લઘુપુસ્તક બાહાર પાડવામાં મારો પ્રથમનીજ પ્રયાસ છે; માટે આ પુસ્તક તદન દોષથી ભરપુર છે.

આ દોષવાળા પુસ્તકમાં જેજે દોષ હોય, તે,તે સુધારી લેઈ દરગુજર કરવા, સર્વે મેહેરબાન સાહેબોને, મારી નમ્રતા પુર્વક ખાસ વિનંતી છે.

આ પુસ્તક સુધારવામાં શાસ્ત્રિ અંબાશંકર ત્રિભોવને મુને સારી મદદ આપીછે; તેથી તેમનો ઉપકાર માનુંછું.

તા. ૧૭ ફેબ્રુઆરી સને ૧૮૮૨ | આજ્ઞાંનુ સાર
સં, ૧૯૩૮ના મા.વ. ૧૪શુકર | શાવળ દેવશંકર રામચંદ્ર.

# चंद्रहासनुं आख्यान.

## પાત્ર જન.

કેરલરાજા .. ...કેરલ દેશનો રાજા અને ચંદ્રહાસનો પિતા,

પ્રભાવતી. ......કેરલરાજાની સ્ત્રી અને ચંદ્રહાસની માતા.

ચંદ્રહાસ.........કેરલરાજાનો પુત્ર અને કુંતલપુરનો થનાર રાજા.

મુક્તા. .........ચંદ્રહાસને ઉછેરનાર દાસી.

દુષ્ટબુદ્ધિ ..... ...કુંતલરાજાનો પ્રધાન અને ચંદ્રહાસને મારી નાખવાનો યત્ન કરનાર.

કુલિંદ. .........ચંદનનગરનો રાજા અને ચંદ્રહાસને પુત્ર કરી રાખનાર.

મેધાવતી. ......કુલિંદની સ્ત્રી.

કુંતલરાજા.......કુંતલપુરનો માજી રાજા, ચંદ્રહાસને રાજ્ય આપનાર.

મદન ....... દુષ્ટબુદ્ધિ પ્રધાનનો પુત્ર.

વિષયા....... . દુષ્ટબુદ્ધિની પુત્રી અને ચંદ્રહાસની સ્ત્રી.

ચંપકમાલની. ...કુંતલરાજાની પુત્રી અને ચંદ્રહાસની સ્ત્રી.

ગાલવ. .........કુંતલરાજાના ગુરૂ, એક રૂષિ.

---

# चंद्रहासनुं आख्यान.

## मंगळा चरण.

### ઈશ્વર સ્તુતી.

### ઈંદ્રવિજય છંદ.

દેવતણા જયદેવ દયાનિધિ શક્તિ વિશાળ સદા સુખકારી;
હેતથી બેકર જોડિ અને વળિ ચર્ણ નમી કરૂં અર્જ તમારી;
લાજ અને સુખ સંપતિ વૃદ્ધિ કરો ભલી ભાતથિ હે ઉપકારી;
ભાવ અભાવથિ જે વિનતી દિનનીશ કરૂં પ્રભુ લોજ સ્વિકારી. ૧
આવડ કાંઈ નથી મુજમાં કૃપયા કરિ બાંહ્ય ગ્રહો પ્રભુ મારી;
જ્ઞાન નલેશ તથાપિ દયા થકિ ગ્રંથ રચું ઈશ દ્યો મતિ સારી;
આપ પ્રતાપથિ મૂઢ બને શુભ પંડિત સૌ દુખ દૂર વિદારી;
સાહ્યકરો પ્રભુ સાહ્યકરો પ્રભુ સાહ્યકરો દિનનીશ અમારી. ૨

## प्रथम भाग.

પાંડવના પરાક્રમી લશ્કરે વિરવર્માં રાજાને જીતી લીધો, અને યજ્ઞના અશ્વને છોડાવી આગળ ચાલતો કર્યો; તેની પાછળ ક્રમ અર્જુન ભીમ નિકુળ સહદેવ બભ્રુવાહન મયુરધ્વજ હંસધ્વજ સાત્વકી કૃતવર્મા અનુસાલ્વ આદિ મહાભડ રાજાઓ પોતાના પરાક્રમી યોદ્ધા સહવર્તમાન સાથે ચાલ્યા.

સકળ સૈન્યના પ્રવાસથી પૃથ્વિની રજ ઉડી આકાશ

તરફ જતાં રાહુએ રવિનું અતિક્રમણ કર્યું હોય તેમ રવિ નિસ્તેજ થઈ ગએલો છે, શૂરા ક્ષત્રિઓના શૂરાતનના પ્રભાવથી શત્રુઓના સમૂહ શૂન્યકાર થઈ ગયેલા છે, અનંત યોદ્ધાઓના અતુળીત બળથી પૃથ્વિ પાતાળમાં પેશી ન જાય એવી ધાસ્તીથી શેષજી સાવધ થઈ રહેલા છે, અને સૈન્યમાં મત્તમેગળ ઉન્મત્ત ઊંટને ચંચળ અશ્વ ચિત્કાર શબ્દ કરી રહેલા છે; હાથીના રથ, ઘોડાના રથ, પાલખીઓ, મ્યાના, ગાડીયો, સ્વાર અને પેદલનો સુમાર નથી. કોઈએ તરવાર ખંજરને ભાલા, કોઈએ બંદુક બરછીને ફરસી, કોઈયે ધનુષ્ય બાણુને ઢાલ, અને કોઈયે ગદા ચક્રને ભુશંડી વિગેરે વિવિધ જાતના આયુદ્ધ સાથે કવચ સજેલાં છે. લીલા પીળાને લાલ રંગના વાવટા ફરકી રહેલા છે, હાથી ઊંટ અને અશ્વ ઉપર મેઘની ગર્જના જેવા નોબતોના ઘોર શબ્દના ધોંધાટ થઈ રહેલા છે, અનેક સૂર્યના આભાસ જેવા હથિઆરોના તેજસ્વિ ચળકાટ આંખને અચંબો પમાડે એવા ચળકી રહેલા છે, મનને મોહ પમાડે એવા વિવિધ વાજીંત્રના નાદ વિચિત્ર રીતે થઈ રહેલા છે, ધર્મવાન મોટા રૂષેશ્વરો ભારતાદિ શાસ્ત્રની કથાઓ શૂરા ક્ષત્રિઓને સ્નેહ પુર્વક સંભળાવી રહેલા છે, ભાટ ચારણાદિ લોકો શૂરાતનના શબ્દો બોલી રહેલા છે, અને પાંડવનું પરાક્રમી સૈન્ય પાંડવનો જય થાઓ એવી વિજય વાણી આનંદના આવેશમાં ઊંચે સ્વરે ઉચ્ચારી આકાશ ગજાવી મુકતું યજ્ઞનો અશ્વ અરણ્યમાં પર્વતોમાં કોતરોમાં જંગલોમાં અને નદિનાળા વિગેરે મહા વિકટ જગાઓમાં

જ્યાંજ્યાં ચાલ્યો જાયછે, ત્યાંત્યાં તેની પાછળ સંપૂર્ણ સાવચેતીથી નજર વેગે ચાલ્યું જાય છે.

તોપના અવાજના, ચાપથી છુટેલ બાણના, પવનના અને મનના વેગની માફક અશ્વ અકસ્માત અતિત્વરાથી અંધાર અરણ્યમાં એકાએક અણચિંતવ્યો અદ્રશ્ય થઈ ગયો, તેની કોઇને કાંઈપણ ખબર પડી નહીં; જ્યારે અશ્વ કોઇની દ્રષ્ટીએ દેખવામાં નહીં આવ્યો ત્યારે અનેક યોદ્ધાએ આકુળ વ્યાકુળ થઈ આમતેમ સત્વર શોધ કરવા સ્વાસ ભર દોડવા લાગ્યા, કેટલાએકે પગલાંનો પીછો લેવા માંડ્યો પણ સગડ હાથ નહીં લાગતાં ધારેલ મુરાદ બરબાદ ગઈ, કેટલાએક ઉંચા વૃક્ષ ઉપર ચડી તિક્ષણ દ્રષ્ટીથી જોવા લાગ્યા પણ વ્યર્થ, કેટલાએક અ.. ત્યુત્કંઠાથી અરણ્યમાં આડાઅવળા અટન કરવા લાગ્યા પણ નિષ્ફળ, કેટલાએક વાવ્ય કુવા કુંડ નદિ કોતર તળાવ ગુફાઓ આદિ સરવે સ્થળે કાળજીથી શોધ કરવા લાગ્યા પણ નિરર્થક, વિરપુરૂષો વિદ્દેષ શ્રમથી વધતી ચોકશી કરવા લાગ્યા, પણ કાંઈ વળ્યું નહીં, અગણીત સ્વારો ઉતરીગયેલ મુખારવિંદે અતિ ત્વરાથી કોય બે જોજન કોય ચાર જોજન અને કોય આઠ જોજન ફરીફરીને પાછા આવ્યા પણ કોકટમાં; એ રીતે યજ્ઞના અશ્વની શોધ જ્યારે કોય કરી આવ્યું નહીં ત્યારે સકળ સૈન્યમાં અત્યંત અફશોશ ફેલાઈ રહ્યો, અને એથીજ કરી ક્રશ્ન અરજુન આદિ મહાભડ રાજાઓનાં ચિત્ત એકદમ અતી ઉદાસ થઈ ગયાં, અને અશ્વ ક્યાં ગયો, તથા હવે તેને શીરીતે

શોધી કાઢવો, એ બાબતનો સરવે એકઠા મળી વધતો વિચાર કરવા લાગ્યા.

આવે પ્રસંગે અતી આશ્ચર્ય ઉપજાવે એવું અને અનેક ચંદ્રના આભાસ જેવું અતી તેજોમય પ્રતીબિંબ સ્વરૂપ જેણે પોતાને શરીરે પીતાંબર પેહેરેલું છે, જેણે માથે કેશની મનહર જટા બાંધેલી છે, જેણે કાનમાં કુંડળ અને કંઠમાં રૂદ્રાક્ષની માળાઓ પેહેરેલી છે, જેણે હેમની કટીમેખળા અને બાજુબંધ વિગેરે અલંકાર ધારણ કરેલ છે, જેના હાથમાં વેણાં અને યંત્ર રહી ગયેલ છે, અને જેના હૃદયમાં ઈશ્વર સ્વરૂપ નિરંતર રમી રહેલું છે, એવા અદ્ભુત શક્તિવાળા નારદરૂપી આકાશ માર્ગેથી ઉતરી નિકટ દર્શન દેતા ઉભા રહ્યા.

શ્રીકૃશ્ન અને અરજુને સકળસૈન્ય સહિત તેમને સ્નેહ યુક્ત સંપુર્ણ સત્કાર સાથે સાષ્ટાંગ પ્રણામ કર્યા, અને સંપુટ હાથથી ઉતરી ગયેલ મોઢે આધીન વંદના કરતા ઉભા રહ્યા.

**નારદ.**—હે મહાસમરથ શ્રીકૃશ્ન અને અર્જુન !! તમારે હવે શી બાબતની નુન્યતા રહીછે કે, સકળ સૈન્યના યોદ્ધાઓ સાથે તમારા મનહર મુખ ઉપર આટલી બધી ઉદાસીની અસર આવી લાગેલી છે?

**અર્જુન.**—માહારાજ યજ્ઞનો અશ્વ આ વખતે એક ક્ષણ વારમાં લોપ થઈ ગયેલો છે, અને આશ્ચર્યછે કે તેની અત્યુકતી સાથે શોધ ચલાવી, પરંતુ પતો લાગતો નથી, હવે અમને એમ સંભવ રેહેછે કે, રખેને તેનું કોઈક દુષ્ટ આવી હરણ કરી ગયો હોય! એવા ભરપુર વિચારમાં જ્યાં

અમારાં ચિત લક્ષ દેઈ લાગુ થએલાં છે, અને એ ચીં-ત્વનથી સર્વે ક્ષોભ પામીએછીએ, દરમીઆન દેવરૂપ દયાળુ ઋષેશ્વરનું આંહી પધારવું થયું, એ ખાતે અમે અમારાં ભાગ્ય સફળ થયાં સમજી આપનો મોટો આભાર માનીએ છીએ. અને હવે અમે ખરી ખાત્રીથી ખાસ ભરૂંસો રાખીએછીએ કે, આપ અમારો અશ્વ બાબતની ઉદાસી એકદમ અલગ કરી સુખરૂપ સાધન બતાવી સંપૂર્ણ શા-ન્તિ પમાડશો.

નારદ.—જ્યારે તમે અશ્વ અદ્રશ્ય થયાના અફશોસમાં આટલાબધા ઊંડા ઉતરી ગયાછો, ત્યારે હવે સાંભળો કે, આંહીથી થોડે દૂર કુંતલપુર કરીને રળિયામણું શહેર છે, જ્યાં ચંદ્રહાસ નામે ઈશ્વરનો અનન્ય ભક્ત માહા ધર્મિષ્ટ પ્રૌઢ પરાક્રમી, બુદ્ધિનિધાન અને આ પ્રમાણે તેના સ્વ-ભાવિક ગુણ છે.

## શાર્દુલ વિક્રિડીત છંદ.

અગ્ની આપ સમાન ક્રોધ કરીને, કોપે મહા ભૂપતી;
રક્ષા માત સમાન સ્નેહ ધરીને, રીઝી કરેછે અતી;
જીતેંદ્રી જગ મધ્ય લક્ષ્મણ સમો, શોભા સમી ઈંદ્રની;
ભક્તી પૂરણ ભાવના ભરતની, કાંતી સમી ચંદ્રની. ૧
યુદ્ધે રામ સમાન કોડ નરમાં, કાપે અરીને ટકી;
વાયુ માફક સ્નેહ પ્રાણ સરવે, રાખે પ્રજાના નકી:
સત્યે ધર્મ સમાન પારથ સમો, શોભે જ બાણાવળી;
વર્ષાતુલ્ય અપાર પ્રીત પરજા, શાન્તિ બતાવે મળી; ૨

એવો સકળ ગુણ ગણાલંકૃત સર્વોત્તકૃષ્ટ શ્રીમાન રાજા

રાજ્ય કરેછે, તે કેરલભુપનો પુત્ર થાય, તેને કુલિંદ રાજાએ અનેક યત્ન કરી ઉછેર્યો છે, તેનું કુંતલભુપના પ્રધાન દૂષ્ટબુદ્ધિએ કાટલું કરવા કોડ કાવતરાં કરવાને કાંઇ પણ કચાસ રાખી નથી, તેના નિર્દોષપણાથી ઇશ્વરે તેની સર્વદા સહાય કરીછે, તેને દૂષ્ટબુદ્ધિ પ્રધાને વિષ આપવાનું કરતાં તે દૂષ્ટબુદ્ધિની પુત્રી વિષયાને વરેલો છે, અને દુષ્ટ-બુદ્ધિયે તેને ચોકસાઇથી મારી નાખવાનો નિશ્ચય કરતાં, તેને કુંતલભૂપે પોતાની ચંપકમાલની પુત્રી પરણાવી સર્વે રાજ્ય સ્વાધિન કર્યું છે. એવા ચંદ્રહાસની રાજધાનીના કુંત-લપુર શહેરને પાદર તમારો અશ્વ નિરવિઘ્ને પોહોચેલો છે.

આ પ્રમાણે ચંદ્રહાસની મુખ્તેસર હકીકત સાંભળી કૃષ્ણ અર્જુન આદિ રાજાઓને પૂરણ પરિતોષ પ્રાપ્ત થયો, અને સંક્ષેપ રીતે ચંદ્રહાસનું આખ્યાન શ્રદ્ધાયુક્ત સાંભ-ળવા માહાભાગ્ય નારદ મુનીને પ્રેરણા યુક્ત પ્રાર્થના કરવા સર્વેનું મન ખેંચાયું.

**અર્જુન**—જ્યારે ચંદ્રહાસ કેરલભુપનો પુત્ર થાય, ત્યારે તેનું કુલિંદ રાજાએ શાવાસ્તે ભરણ પોષણ કર્યું? દૂષ્ટબુ-દ્ધિયે તેને મારી નાખવાની યોજના શા સબબથી કરી? તેને માથે શુંશું દુઃખ અને આફત આવી પડ્યાં? તે દુ-ષ્ટબુદ્ધિ અને કુંતલરાજાની કન્યા કેવીરીતે પરણ્યો? અને કુંતલરાજાએ સર્વે રાજ્યની લગામ ચંદ્રહાસના હાથમાં શાવાસ્તે સોંપી? તે જાણવા અમે અત્યંત અપેક્ષિત છ-ઇએ, માટે ચંદ્રહાસનું યથાસ્થિત આખ્યાન કૃપા કરીને સંભળાવો, કે જેથી અમારા મનના સઘળા શંષય દૂર

થઈ સુખ રૂપ શાન્તિ થાય.

નારદ—અવસર ફરી ફરીને આવતો નથી, અવસરે દુશ્મનોને સખ્ત સજાએ પોહોંચાડાયછે અને અવસરે દુશ્મનોના દાબ શાંત થઈ સહન કરવા પડેછે, અવસરે મેઘની વૃષ્ટિ થાયછે અને અવસરે સખ્ત તાઢ સહન કરવી પડેછે, અવસરે મોરના મધુરે અવાજ કાનને આનંદ પમાડેછે, અને અવસરે કલ્પિત કામનીનું રૂદન બેહદ દિલગીરી ઉપજાવેછે, અવસરે હાથીના હોદાનું સુખ ભોગવાયછે અને અવસરે ગરીબ સ્થિતીમાં ગુજરાન ચલાવવા મુસીબત પડેછે, અવસરે આનંદમાં લયલીન થઇ જવાયછે અને અવસરે આંખમાંથી આંસુનો વરસાદ વરસેછે, અવસરે નબળા માણસને નમવું પડેછે અને અવસરે ઇશ્વર કૃપાથી એકે વાતની ન્યુનતા રહેતી નથી. આ પ્રમાણે અવસરને અનુસરી ચાલવાની દરેક માણસની ફરજછે. હવે તે પ્રમાણે જો કે, ચંદ્રહાસનું આખ્યાન તમારે સાંભળવા અને મારે સંભળાવવા અલબત યોગ્ય છે, ખરૂં અને તે વિશે વાંધો લેવાની હું કાંઇપણ અગત્ય ધરાવતો નથી; તથાપિ હે અર્જુન; આ પ્રસંગે તમારાં દિલ સ્વસ્થ હોય તેવું હું ધારતો નથી કેમકે હજુ તમારે અનેક રાજાઓને જીતી યજ્ઞ કરવાનોછે, માટે તમે તમારા સઘળા યત્નમાં ફતેહ પામી જ્યારે રાજ્યાસને બેસશો, ત્યારે તમારી ધારણા પ્રમાણે હું ચંદ્રહાસનું આખ્યાન યથાસ્થિત સંભળાવીશ.

અર્જુન—માહારાજ અવસર ચુકયા મેહુલાની માફક

એ વાત પાછળથી બનવી અશંભવીતછે. વળી જગતની અંદર મનુષ્યના શરીરમાં આત્માની સ્થીરતા અનિયમીત છે, એટલે જે કાર્ય કાલે કરવાનું હોય તેના વિશે પણ કાળનો કપરો ભય શંશય પૂર્વક રહેછે કે રખેને આ ક્ષણ ભંગુર દેહનો નાશ થઈ જાય, માટે જેમ બને તેમ ત્વરાથી કૃપા કરી ચંદ્રહાસનું આખ્યાન સંભળાવવા શ્રમ લેશો એવી આશાછે.

**નારદ**—ગંગાજીમાં સ્નાન કરતાં જે પુન્યનું ફળ પ્રાપ્ત થાયછે, પૃથ્વી ઉપરનાં સઘળાં તિર્થ કરવાથી જે ફળ પ્રાપ્ત થાયછે, અને અશ્વમેધ યજ્ઞ કરવાથી જે પુ્ય પ્રાપ્ત થાયછે; તે સર્વે અતી પવિત્ર મતીના ચંદ્રહાસ્યનું આખ્યાન સાંભળવાથી થાયછે, માટે હે શ્રી કૃષ્ણ અર્જુન આદિ સર્વે માહાપુરૂષો તમે સ્વસ્થ થઇ, એકાગ્ર ચિત્તે સાંભળો.

ભરતખંડની પશ્ચિમમાં મિષ્ટ જળથી ભરપૂર, અનગળ ઉપજવાળો, સ્વાદિષ્ટ રસાવળ વાળો રમણિક રચનાવાળો પ્રતાપિ પ્રજાવાળો, અને સોહામણી સપાટ જમીનવાળો કેરલ કરીને દેશછે, તેમાં શુરપણામાં શ્રેષ્ટ બળમાં બાહાદુર ગુણમાં સકળ ગુણસંપન્ન એવો મહત્વાકાંક્ષિ વિચિક્ષણ અને પૂરણ પરાક્રમી, મોટી ફોજવાળો શરીરની સુંદર કાન્તિવાળો શ્રીમાન કેરલ રાજા રાજ્ય કરતો હતો; તેણે પોતાના બાહુબળથી ભરતખંડના સર્વે રાજાઓને જીતી સ્વાધિન કરી રાખ્યા હતા.

એથી કરી કેરલરાજાના કાળજામાં જે મોટા મદ કહેવાય

છે, તે સઘળાએ આવી સ્થીરતા કરી એટલે તેના સઘળા શુભ ગુણ દુર્ગુણ આગળ ઢંકાઈ ગયા; તે તેની યુવાવસ્થાને લીધે, પુષ્કળ દ્રવ્યને લીધે વિસ્તારવાળા રાજ્યને લીધે અને મનમાનતા હુકમને લીધે જેઓ સર્વે ચંચળ અને અનિત્યછે, એવો કાંઈપણ વિચાર કર્યા વિના, પોતે અનિતીને રસ્તે અનુસરી ચાલવા લાગ્યો, તેના કુમળા કાળજ્યામાં કુડકપટના કૃત્ય કરવાના વધતા વિચાર ફોરાવા લાગ્યા.

હું સર્વોપરી અને સર્વવાતે સુખીયોછું એમ સમજી કેરલ રાજાએ રાજ્યની સરવે લગામ અન્ય અધિકારીઓને સ્વાધીન કરી પોતે વિષય વાંચ્છનામાં વધતા હર્ષથી લપટાઈ ગયો, વળી તે રાજ્યમદથી અસહ્ય અધર્મનાં કાર્ય કરવા લાગ્યો એટલે અહંકારનું અધર્મરૂપ બિજ રોપાયું જુવો કે રાવણ,'જરાસંધ અને દુર્યોધન જેવા જોરાવર રાજાનો અહંકાર પણ ટુંકો વખત ટકી શકયો નથી તો અન્ય મનુષ્ય તે શી ગણત્રીમાં.

ભુજંગી છંદ.

અભીમાન પાયો નકી પાપનોછે,
ન એથી કદી લાભ કોયે લહ્યોછે;
અભીમાનથી કાર્ય ના સિદ્ધ થાયે,
વળી શુભ ખ્યાતી જનો મધ્ય જાયે. ૧
જશે લાજને લાભતો મૂળમાંથી,
ગણાયે અતી તુચ્છ સ્નેહી સગાંથી;
જતાં નમ્રતા માન શાનું મળેરે ?

નહીં એરડો લેશ નીચો વળેરે. ૨
ખરે ગર્વથી ગુણ સૌ નાશ પામે,
અહંકારિ કો સ્થાનકે નાજ જામે;
કરે કામ શત્રુ તણું સ્નેહિ થાઈ,
બઙૂસો કરે ના કદી નીજ ભાઈ. ૩
કર્યો ગર્વ તેતો નકી જન્મ હાર્યો,
રહેના કદી કોયનો તેહ વાર્યો;
અહંકારી લંકાપતિ તો ગયોરે,
કહો ગર્વ તો ભાઈ કોનો રહ્યોરે. ૪

કેસરરાજાએ રાજ્યની ખટપટમાંથી હાથ ઉઠાવી લેતાં, અધર્મી અમલદારો તુરત ફાવી ગયા; અને પ્રથમની શરૂઆતમાં પામ્મર પ્રજા ઉપર બેહદ બોજા રૂપ નવી જાતના કરો દાખલ કરી દાબણ કર્યું; રાજ્યના પ્રમાણીક માણસોને પોબારા બણાવ્યા, નેક ન્યાયાધીસોને નજર બાહાર કર્યા, અને દરિઆવ દિલના ડાહ્યા દયાળુ ને ડુહ્યા અમિરોને દૂર કર્યા;હવે કાળાં કૃત્ય કરનારા કામગરાઓને કમાણીનો કોઠાર ખુલ્લો થયો, કાળકુટ કામદારો રાજ્યની અનગળ ઉપજ ઉચાપત કરવા લાગ્યા, નિર્દય ન્યાયાધિસો મનમાનતા પૈસા ગજવામાં મૂકી ન્યાયના અન્યાય અને અન્યાયના ન્યાય કરવા લાગ્યા, વિશ્વાસઘાતી વહીવટદારો વાંટા પાડવા લાગ્યા, ફોસલામણા ફોજદારો રૈયતને ફોકટ દુઃખ દેવા લાગ્યા, દગાખોર દફતરદાર દેવાળીયું નામું લખવા લાગ્યા, જડભ્રથ જમાદારો જુકતીથી જાગીરો દબાવવા લાગ્યા, બેવફાદાર વિશ્વાસઘાતી વકીલોને કુડની

કમાણી વધતી ચાલી, ડાકટરો દરદી પાસેથી ગુપ્ત ડોઢીયાં લેવા લાગ્યા, માનતંગી મેહેતાજીઓ નિશાળીયા પાસેથી નજરાના લેવા લાગ્યા, પ્રપંચી પટેલો પાન સોપારીનું પુછવા લાગ્યા, અને રાતના રાંકને દીવસના દૈત્ય સીપાઇઓ આપ મુખ્તારીથી મન માનતો જુલમ રાંક રૈયતપર ગુજારવા લાગ્યા; એથી કરી સઘળી પ્રજાનો બંધ મોઢે મરો થવા માંડ્યો, અને ત્રાહ્યત્રાહ્યના પોકાર વિશ્વમાં વ્યાપી રહ્યા.

દેશમાં શું બને છે તેની કેરલ રાજા કાંઈપણ કાળજી રાખતો નહોતો, તે અરજદારની અરજ સાંભળતો નહોતો વળી અઘટિત દ્રવ્ય વાપરવામાં આંચકો ખાતો નહોતો, તે કલાલનો કલ્પવૃક્ષ હતો, કુટણીયોનો કરણ હતો, બહુ રૂપીનો બળીરાજા હતો, ભાંડ ભવાયાનો ભોજ હતો, અને પાતરોનો પારસમણી હતો, પરંતુ ધર્મ સબંધી અને કવિની બાબતમાં પરોપકારાર્થે પૈસો ખરચવામાં તે કર્મકુટ કંજુસનો દિકરો હતો.

દુનિઆની અંદર તમામ માણસો સેઉકળ છે, પણ કોઈ દેઉકળ નથી, આ રાજાતો ખરેખરો દેઉકળ હતો, તે ગુણવાનને ગાળો દેતો, ડાહ્યાઓને દંડ દેતો, મીત્રોને માર દેતો, સાધુઓને છેહ દેતો, અધમને આવકાર દેતો, કેડીયાંની કસ દેતો, વે'તી નીકે પગ દેતો, અને ધર્મના રસ્તાનાં દ્વાર દેતો હતો. આવી રીતે અનિતી રૂપ અંધારાનો પ્રભાવ સઘળા સ્વદેશમાં પામર પ્રજા ઉપર પથરાઈ ગયો હતો જેથી સદ્ પુરૂષોના પવિત્ર આત્મા શોકરૂપ સમુદ્રમાં ડુબકાં મારવા લાગ્યા.

કેરલરાજા માહારાજાની માફક રાજ્ય તરફની એક પણ ઉપાધી અંતરમાં લાવતો નહોતો, તે મોજશોખ અને ગાનતાનમાં એટલો ગુંથાઈ ગયો હતો કે, ગમેતો પોતાનો પ્રદેશ બીજાને સ્વાધિન થાઓ, ગમેતો આખા રાજ્યની ઉપજ આવો યા ન આવો, ગમેતો રાજ્ય કરજમાં ડુબી જાઓ, ગમેતો રાજ્યની સઘળી સ્મૃદ્ધી કોઈ લુટી લઈજાઓ, ગમેતો પોતાની પ્રજા અન્ય અધિપતીને શરણે આધીન થઈ રહો, ગમેતો પોતાની સઘળી ફોજ ફીટી જાઓ, અને ગમેતો તાબાના ખંડિઆ રાજાઓ સ્વતંત્ર થઈ શત્રુનું કામ સારવા સામા લડવા આવો, તોપણ તેની રાજ્યરંગમાંથી કુંતલરાજા ક્ષણવાર છુટો થઇ કેરલરાજા કાળજી રાખે એવી ધારણા ધારવી ધડા વગરની હતી.

એક તરફ નજર કરતાં જેમ સ્વદેશમાં અસમાધાની ને અંધેર તેમ બીજી તરફ જોતાં ખંડીયા રાજાઓમાં બેહદ બૂમાટ વધી ગયો હતો, પ્રપંચી પ્રધાનોએ તાબાના રાજાઓ ઉપર ખંડણીમાં ખાસ રકમોનો વધારો કર્યો, અને ગેરવ્યાજબી નવિન હક સ્થાપન કરી જોરજુલમ ગુજારવાની બાબતમાં જરાપણ આંચકો ખાવા લાગ્યા નહીં. આથી કરી સુઇગયેલા શત્રરૂપ સાપને શરીરે જુલમ રૂપી ગોદા વાગવાથી સરવે ખંડીયા રાજાઓ છેડાઇગઈ. સાવધ થયા અને તેઓની અંગારારૂપી આંખોમાં ઘૃત રૂપ ઈર્ષાની આહુતી લાગવાથી વિક્ષેપનું બિજ રોપાયું.

( નાથ કૈસે ગજકો બંધ છોડાયો—એ રાગ. )

સજ્જન સજો સ્નેહથી સદા સુનીતિ,

તજો આપદા રૂપ અનીતિ. સજ્જન. ટેક
કુંભકરણ દૂર્યોધન રાવણ,
જગત સકળ જેણે જીતી;
અસ્ત થયું કૂળ એનું વળિ એતો,
વાત છે વિશ્વ વિદીતી. સજ્જન. ૧
ઊંચો ન પાયરી એથી ચઢો ભલે,
કામ કરો ધરી પ્રીતી;
કો ભરૂંસો નકરે ભલિ ભાતથી,
જોઈ અનીતિની રીતી. સજ્જન. ૫
અનીતિએ જુવો જે જન ચાલ્યા,
કેવી વિટંબણા વીતી!
સંતાપ શોકને વ્યાધિની વેદના,
થી થઇ છે દીન સ્થિતી. સજ્જન. ૩
લાજ અને મરયાદ વિના જન,
લાવે નહીં લેશ ભિતી;
અનીતિ પંથ આનંદ લહે સ્થિતી,
એની જુવો અથ ઇતી. સજ્જન. ૪
આ લોકને પરલોક તણું સુખ,
ઇચ્છો તો તજજો અનીતિ;
સુનીતિથી પ્રભુ સર્વ મનોરથ,
પૂરા કરો ધરી પ્રીતી. સજ્જન. ૫

કેરલરાજાને પ્રભાવતી કરીને એક ધર્મજ્ઞ અને સાધવી સ્ત્રી હતી, તે જેમ મંદોદરી રાવણને શિખામણ આપતી, સુલોચના ઇંદ્રજીતને શિખામણ આપતી, અને તારા

ચાણીને શિખામણ આપતી તેમ પોતાના સ્વામિનાં અ-વળાં આચરણ જોઇ અત્યંત ક્ષોભ પામી અહરનિશ ઉત્તમ શિખામણ કેરલરાજાને આપતી હતી; પરંતુ જ્યાં સુધી જેની માઠી દશા હોય ત્યાં સુધી તેને અમૃત વિષ જેવું. શત્રુ સ્નેહી જેવા અને શુભેચ્છક શત્રુ જેવા લાગે છે, તેમ પ્રભાવતીનું જેજે કલ્યાણકારી કહેવું હતું તે સરવે કેરલરાજાને આંખના પાટા જેવું અળખામણું પથ્થર ઊપર પાણી ઢોળ્યા સમાન મિથ્યા હતું.

આવી બેદરકાર સ્થિતીમાં લાંબો વખત નિકળી ગયો દરમિયાન પ્રભાવતી રાણીને, જેને ડાબે પગે છ આંગ-ળીઓ છે એવો પુત્ર પ્રસવ થયો, પુત્ર પ્રસવ થયાની વધામણીથી કુંતલ કેરલરાજાએ રાજ્યના સર્વે નાના મોટા અધિકારીઓને વિવિધ વસ્ત્રાભુષણની પેહેરામણી કરી, બ્રાહ્મણ ભાટ ચારણોને અનગળ દ્રવ્ય દક્ષિણામાં આપી સંતોષ પમાડ્યા, કેદખાનાના કેદીઓને છુટા કર્યા અને સર્વે દેશમાં સાકર વેંચાવી આનંદ ઊચ્છવ કરાવ્યો, પરંતુ તે સરવે પામર પ્રજાને દુખિયારી અવસ્થામાં લપડાક મારી લાલ મોઢું રાખવા જેવું હતું.

પુત્ર દીનપ્રતીદીન જેમ જેમ વૃદ્ધિ પામવા લાગ્યો તેમ તેમ તેના શરીરની સકોમળતાનું સ્વરૂપ સૂર્યની સુંદર કા-ન્તીને ખરેખરી રીતે ક્ષીણ પમાડે એવું ખીલી નીકળતું હતું. કેમકે સુર્ય તરફ દ્રષ્ટી કરતાં તેના પરિતાપથી આં-ખોમાં આંસુની ધારાઓ છુટેછે, અને આ બાળકના મૂખ તરફ નજર કરતાં તો જાણે આંખોમાં અમી રૂપી

અંજન આંજેલું હોય તેમ શીતળતા વળતી હતી. એવા સુર્યથી ચઢીયાતો તેનો દિવ્ય ચેહેરો તથા શરીરના સુચિન્હ તેના ભવિષ્યની મોટાઈની નિશાની આગળથી બતાવી આપતાં હતાં.

પુત્ર પ્રસવ થયાને પૂરો એક માસ થયો નથી તેટલામાં કેરલરાજાની અનીતિ અહંકાર અને અંધેર કારખાના-ના અવગુણને લીધે સઘળી પ્રજાએ શત્રુનું કામ સારવા આધિન રાજાઓ સાથે એક સંપ કર્યો, અને તેઓ સરવે શત્રુ થઈ સાનિધ્ય ઉભા રહ્યા. મોટી ફોજ સાથે સઘળા રાજાઓએ કેરલરાજાની રાજધાની ઉપર ચઢાઈ કરી અને બબે ગાઉ ફરતી છાવણી નાખી કેરલરાજાને શરણે આવવા કહેણ મોકલાવ્યું.

શત્રુનું સૈન્ય પોતાને પરાભવ પમાડવા પાસે આવી પડેલું છે, અને વળી મુને શરણે આવવા કહેણ મોકલે છે, એ વાત સાંભળવામાં આવતાં, કેરલરાજા એકદમ ચમકી ઉઠ્યો. તેણે સઘળા વિલાસ બંધ કર્યા; તેણે પોતાના વાહાલા પુત્રને રમાડવો છોડી દીધો, તેનું લોહી એક દમ ઉકળી આવ્યું, તેણે સૈન્યને સજ કરવા અમલદારોને આજ્ઞા આપી, તેણે મિથ્યાભિમાની મેહેતાઓને સાથે આવવા સુચના કરી, તેણે કટાઈ ગયેલાં હથિઆરોને કાળજીથી દુરસ્ત કરાવવા માંડ્યાં, તેણે રણસંગ્રામમાં શત્રુના સૈન્યનો સંહાર કરવા શૂરા ક્ષત્રિઓને સાવધ કર્યા, તેણે કાયર સિપાઈઓને સૈન્યને મોખરે સામેલ કરવાનો સંકેત કર્યો, તેણે ત્રણ જળની તાંણને લીધે પુંછડે પડેલ હાથી,

ઊંટ ઘોડીનાં ઘરમદ્દાર ઊઘડાવ્યાં, તેણે ભાંગી ગએલા રથોને સમરાવવા માંડ્યા. અને તેણે પુષ્કળ લડાઇનો સામાન સાથે લેવાની તજવીજ કરી.

પ્રભાવતી રાણીએ કેરલરાજાને, સારી સૈન્યા, મન માનતા રક્ષણ કરનાર રજપૂત, લડાઇનો અવધિ ઉપચાર અને મદદનિશ મોટા રાજાઓ વિના અનંત શત્રુઓના સામે સંગ્રામ ન કરતાં સલાહ કરવાને વિનંતી પુર્વક સૂચના કરી; પરંતુ ગર્વમાં ગરકાવ થઇ ગયેલા અવિચારી રાજાએ સતીની શિખામણ તરફ કાંઇજ લક્ષ આપ્યું નહીં, અને તે એકાએક નેજા નિશાન ફરકાવતો ત્રાંસા ઢોલ અને તુઈ વગડાવતો, શંખનાદ અને રણસીંગા સાથે નોબતોના ધોંધાટ કરાવતો બડેજાઓ મેહેરબાન થતો, થોડી શૌર્ય વગરની સેના, થોડા ભાંગલ તુટલ રથ, અને લડાઇના જુજ સામાન સાથે સ્વારી કરી શત્રુને જીતવા ચાલ્યો.

થોડા વખતમાં બન્ને સૈન્ય શેળભેળ થઈ ગયાં, હાથી સાથે હાથી સ્વાર સાથે સ્વાર, અધિપતી સાથે અધિપતી, શૂરા સાથે શૂરા અને કાયર સાથે કાયર, એમ એક બીજાના યોગ્ય સરવે યોદ્ધાઓ પાછી પાની લીધા વિના દારૂણ યુદ્ધમાં દાખલ થયા, તેઓ સરવે છળ કપટથી સંગ્રામ કરતા નહોતા, પણ નીતિયુક્ત આ પ્રમાણે કરતા હતા.

**દોહરા.**

મૃત્યુનો ભય માનીને, ડરી નાસતા જેહ;
બતાવતા બરડો ફરી, કાયર જાણો તેહ. ૧
એવા અરિપર આપથી, શસ્ત્ર વાપરે જેહ;

પુણ્ય સર્વ પરવારિને, સચિ મુખ્ય નર્કે તેહ. ૨
સંગ્રામે શત્રૂ સમા, હોય તેથિ ધરિ હીત;
પાછા પગ લીધા વિના, લડતા રાખી રીત. ૩
સિંહ સમા કુદિ કરી, લહે શત્રુ ધન રાજ;
જો મૃત્યુ કદી થાય તો, કરે સ્વર્ગનાં કાજ. ૪

હવે કોટાન કોટી બાણુ છુટવા લાગ્યાં, ગદા અને ગલોલાનો વરસાદ વરસવા લાગ્યો, સાંગ બરછી અને ભાલાં એક બીજાના શરીરમાં ભોંકાવા લાગ્યાં, તરવારથી અનંત યોદ્ધાઓના શરીર આરિયાં તુરિયાંની માફક વધતા વિભાગ થઇ પૃથ્વી ઉપર પડવા લાગ્યાં, બન્ને લશ્કરમાં ધો, ધો, ધો, અને મારો, મારો, મારો, એવા પોકારથી આખી પૃથ્વી ગાજી રહી, લાખો લડવૈયાના વારંવાર આમ તેમ દોડવાથી પૃથ્વીની રજ ઉડી તે દિવસે સુર્ય છતાં અંધારી રાતના જેવો અંધકાર બની ગયો; બાથંબાથા અને તરવારથી કતલ ચાલતાં, કોઇના હાથ, કોઇના પગ, કોઇના પેટ, કોઇનાં ધડ અને કોઇનાં માથાં કપાઇ ગયેલાંછે, કોઇનાં શરીર ચાળણી જેવાં વિંધાઇ ગયેલાંછે, અને કોઇને અમૂઢ માર વાગવાથી બંને તરફના અગણિત યોદ્ધા સંસારના આવરણથી મુક્ત થઇ લાંબી નિંદ્રામાં પૃથ્વીના પથારી કરી સુતા; બિકણ બાયલા અને બાપનું નામ ખોળનારા છાનામાના છટકી ગઇ, દરેશ અને હથિયાર પૃથ્વિમાં દાટી દેઈ અગર કુવામાં નાંખી દેઈ જનેતાએ જન્મ્યા એવા શરીરે રાખ ચોળી હાથમાં રામ પાત્ર લેઈ પીજી માગતા પ્રવાસ કરતા થયા.

અનેક કીડીયો મોટા સાપનો અંત આણેછે, ઝાઝા નબળા એક સબળાને સંકટ પેદા કરેછે, અને પુષ્કળ પ્રજા એક પૃથ્વીપતી રાજાને ત્રાહ્યત્રાહ્ય પોકરાવી મૂકેછે; તેમ અનેક રાજાઓની સામે કેરલરાજા સામો થયો, અને બહુજ બાહાદુરીથી લડ્યો; પરંતુ ભરપૂર નદિના પ્રવાહમાં જેમ એક નિરાધાર રૂખડું જળના જોરથી સપાટાબંધ ક્ષણવારમાં ઘસડાઈ સમૂળું તણાઈ જાયછે તેમ શત્રુના અસંખ્ય સૈન્યની સામે તેનું થોડું લશ્કર કપાઈ ગયું, અને પોતાનું પરાક્રમ પણ છેવટના દ્વંદ્વ યુદ્ધમાં નિરર્થક થઈ પડતાં કેરલ રાજાનું શિર ધડથી રીસાઈ ગયું, અને તેનો આત્મા આ પ્રપંચી દુનિયાનો ત્યાગ કરી સ્વર્ગના અક્ષય સુખમાં સામિલ થયો.

કેરલરાજાનું મત્યુ થતાં શત્રુઓને પરમાનંદ થયો, અને સઘળો લડાઇનો સામાન સ્વાધિન કરી રાજધાની ઉપર ચઢી આવી શહેર હસ્તગત કર્યું. રાજ્યના વિભાગ પાડી સરવે રાજાઓએ કેરલરાજાનું રાજ્ય વેહેંચી લાધું, અને પોત પોતાના દેશમાં પોતાની દુવાઈ ફેરવી. રાજ્યની ઉથલપાથલ થતાં, સંપત્તીવાન નિર્ધન થઈ ગયા અને ફકત અજાના અપેક્ષિત ધનાઢ્ય થઈ પડ્યા. અમલદારના આમળા ઉતરી ગયા, નમ્રતાવાળા માર્યા જવા માંડ્યા, અને ખુની ખટપટીયા ફાવી ગયા, સઘળા દેશમાં અસમાધાની અંધેર જોર જુલમ ચોરી અને લુટફાટ ઠામઠામ થઈ રહી દુર્જનોને દુષ્ટ બુદ્ધિથી દામ મેળવવાને કુડની કમાણી વધતી ચાલી અને ધર્મવાન નીતિવાન અને સત્યવાદિ

પુરૂષોના પોકાર વિશ્વમાં વ્યાપિ રહ્યા.

શત્રુઓએ સઘળી સેનાનો સંહાર કર્યો, હાથી ઘોડા અને લડાઈનો સામાન લેઈ લીધો અને કેરલરાજાને રણભુમિમાં રાખ્યા, આ વાત અંતઃપુરમાં જાહેર થાતાં પ્રભાવતી રાણી સિવાય સઘળી રાણીઓએ રંગમેહેલની અટારીએથી એક પછી એક એમ પૃથ્વિ ઉપર પડતાં મૂકી પોતાના પ્રાણ કાઢી નાખ્યા, અને આખા શેહેરમાં લડાઈમાં ગએલ મનુષ્ય માત્રના મરણ થયાં સાંભળી ઠામ ઠામ ધા પોકાર અને રડારોળ થઈ રહી, છાજીયાની છોળો ઉડી રહી, કોઈ ભાઈ બાપનાં નામ લેઈ, કોઈ પુત્ર જમાઇનાં નામ લેઈ, અને કોઈ કાકા મામાનાં નામ લેઈ મોટે અવાજે રોવા લાગ્યા, આવી અણહદ દીલગીરીથી સુર્યનારાયણે પોતાનું મોઢું વાદળામાં સંતાડી દીધું. આઠે દિશાઓએ અંધિ ચડી, ઘોર ભયંકર શબ્દથી એકદમ કળેળાટ કરવા લાગ્યા, કુતરાં લાંબે રાગે રોવા લાગ્યાં અને આવે ખેદકારક વખતે યુવાન યુવતીઓ પોતાના સ્વામીના જન્મ પરિયંત થયેલા વિયોગને લીધે, લાંબા અને ઝીણા સ્વરથી વિલાપ કરવા લાગીયો, જે સાંભળી કઠણ હૃદયના મનુષ્યમાં પણ દિલગીરીની અસર ઉગી નીકળ્યા વિના રેહેજ નહીં.

જ્યારે સઘળી રાણીઓ રંગમેહેલથી પડતાં મુકી, પોતાના સ્વામિની સેવા બજાવવા સ્વર્ગમાં સાથે ગઈ, ત્યારે રાજ્યભુવનમાં મુક્તા નામની દાસી અને પુત્ર સાથે પ્રભાવતીરાણી ફકત ત્રણ જણ રહ્યાં હતાં. જેમ લીલાવૃક્ષ

ઉપર બેસનારાં પંખીયો વૃક્ષ સુકાઈ જતાં બીજે જઇ બેસેછે, જળાશય સુકાઈ જતાં જળના પંખેરૂઓ જતાં રહે છે, કરમાઈ ગયેલાં પુષ્પની સુગંધીને ભમરો તજી દેછે, વહની લાગેલા વનનો મૃગલાં ત્યાગ કરેછે, પૈસા વિનાના પુરૂષને સ્વચ્છાચારીણીઓ છોડી દેછે, અને જેમ પ્રાણ ગયા પછી દેહની સગાઈ દૂર થાયછે; તેમ ત્યાં હમેશ આગ્નામાં વર્તનાર અધિકારીઓ, હુકમ ઉઠાવનાર હાકેમો, કહ્યાગરા કામદારો, રક્ષણ કરનાર યોદ્ધાઓ મમતા બતાવનારા મિત્રો, સ્નેહ બતાવનારા સંબંધીયો, હાજી હાજી કરનારા હજુરિયો, આખી ઉમ્મર આજીવીકા ખાઈ આબાદ થયેલા નોકરો વર્ષાસન ખાનારા વિપ્રો, ગાંઠની ખીચડી ખાઈ ખાસડા ફાડનારા ખુસામતિયાઓ, અને આશ્રય તળે આબાદ થયેલી પ્રજામાંથી આવે દેહિલે વખતે પ્રભાવતીની સંભાળ લેવા કોઈ ત્યાં આવ્યુંજ નહીં.

પોતાના પ્રાણપ્રિય પતિનું રણસંગ્રામમાં મૃત્યુ થયું સાંભળી પ્રભાવતી મહા ક્ષોભને પામી જેમ કમળથી રીસાઇને ભમરાનાં બચ્ચાં ચાલ્યાં જતાં હોય, તેમ તેની અંજન કરેલ આંખોમાંથી ચોધારાં આંસુ છુટવા લાગ્યાં, તેની કાયાએ કંમ્પારો છુટ્યો, તેનુ હૃદય એકાએક ભરાઈ આવ્યું, તેની વૃત્તિ બદલાઈ ગઈ, તે વારંવાર ઊંડા નિસાસા નાખવા લાગી, અને જ્યારે તેણીનો ખેદકારક રૂદનનો ઉભરો તેના કુમળા કાળજામાં સમાઈ શક્યો નહીં, ત્યારે તે હૃદય ફાટતે રોવા લાગી જે રૂદન કુરૂક્ષેત્રમાં વાગેલ તિરની માફક સર્વેના અંતઃકરણમાં ઊંડુ ઉતરી ખટકે

એવું હતું.

### લલિત છંદ.

અરર નાથજી આજ શું થયું, દહન થાયકે સાંભળી હયું;
સુખ ન દેખીયું નેત્રથી જરા, કઠણ થૈ રહ્યા નાથજી પરા;
ભર યુવાનિમાં મોત આવીયું, મુખ ફરી મુને ના બતાવીયું;
દિલ દયા ધરી ભાવથી મળો, દિન દયામણીનાં દુઃખો દળો. ૧
રખડતી મુકી કોણ આશરે, પરમ વેદના પ્રાણને હરે;
સુખ સદા ગયું શુન્ય હું થઇ, શરિર સુદ્ધિને બુદ્ધિ સા ગઇ;
મન મુઝાઇને સદ્ય હું મરૂં, દહન દેહ આ અગ્નિમાં કરૂં;
સરસ પુત્રનું સુખ ના લહ્યું, દિન દશા થઇ જાય ના સહ્યું. ૨
અરર એકલી મૂકિને ગયા, દિલગિરી તણા દીવસો થયા;
દિવસ ત્રીસના પુત્રને અરે, કવણ આશરે મૂકિયો ખરે;
જીવત માહરૂં વ્યર્થ તો થયું, ચિરજ ના રહે મોત ક્યાં ગયું;
પતિ ગયા હવે શોક થાયરે, અરર હાયરે હાય હાયરે. ૩

પ્રભાવતી રાણીએ હિમત પકડી રોવાનું છોડી દીધું, અને શત્રુઓ થોડા વખતમાં આંહી આવા લાગશે એવા ધાસ્તીથી મુકતાને મોકલી પવિત્ર બ્રાહ્મણોને બોલાવ્યા અને ઉમદા વસ્ત્રાલંકાર તથા અનગળ દ્રવ્ય લેવાય તેટલું લેઇ જવા તેમને છુટ આપી, એટલે તેઓ હર્ષના આવેશમાં ગજા પ્રમાણે દ્રવ્ય લેઇ સર્વે પુત્ર અને રાણીને આશિર્વાદ આપી પોતપોતાને સ્થાનકે ગયા.

હવે પ્રભાવતિનો પ્રાણથી પ્યારો પુત્ર, જેની ઉમ્મર લગભગ એક માસની થવા આવી હતી, જેને દ્રષ્ટી તળેથી એક ક્ષણવાર પણ દુર કર્યો નહોતો, જેને સંપુર્ણ સ્નેહથી

ખાતી સરસો દાબી રાખવામાં આવ્યો હતો જેની સેવામાં અગણીત દાસીઓ આધિન રહી આસના વાસના કરતી હતી, જેને પળેપળે પોતે પરમ હર્ષથી પયપાન કરાવતી હતી, જેના સુખને અર્થે પોતે સારૂં અનાજ જમતી હતી, જેને પોઢવા સુંદર પુષ્પની સેજ અને રત્ન જડિત સોનાનું પારણું હતું, જેને સુખ થવા માટે શિતળ વાયરો વારંવાર નાખવામાં આવતો હતો, જેને ભિન્નભિન્ન ભાવતાં ભોજન ઘડિયે ઘડિયે કરાવવામાં આવતાં હતાં, જેને અહરનિશ પોતે મનહર મધુર સ્વરે આનંદથી હાલરડાં ગાઈ હુલાવતી હતી, જેને જોઈ પોતે પરમાનંદ પામતી હતી, જેના ઉપર પોતે શરિર પર્યંત સુખનો આધાર રાખતી હતી. જેને રમવાને અગણિત રમકડા તૈયાર હતા, જેનો સ્પર્શ પૃથ્વી સાથે મુદલ થયો નથી અને જે પોતાને હૈયાના હાર, આંખના કીકી અને પ્રાણથી પણ અધિક વહાલો હતો, એવા સકુમાર બાળકને પોતાની ખાસ ભરૂસાદાર મન માનતી મુક્તા નામની દાસીને સોંપી સતિ થવાનો તેણે નિશ્ચય કર્યો.

આ વખતે તે મનહર શરીરની કાન્તી વાળો સકુમાર અજ્ઞાન બાળક પોતાની વાહાલી માના ખોળામાં સુતો સુતો ધાવતો હતો, તે એમ નોહોતો જાણતો કે, મારી વાહાલી મા મુને પરાધિન સોંપી મારા સુખનો અંત આણશે, તે એમ નોહોતો જાણતો કે મારો પિતા મૃત્યુ પામ્યા તેમની સાથે મારી મા સતી થઈ બળી મરશે, તે એમ નહોતો જાણતો કે મારી મા મુને તરછોડી દાસીને

સોંપી દુઃખીઆ અવસ્થામાં ડુબાવી દેશે, અને તે એમ નહોતો જાણતો કે, મારે ન મા બાપું થઈ, કંગાળની માફક ભુખ્યાં તરસ્યાં ભટકવું પડશે; પણ તે તો આ વખતે આનંદના આવેશમાં પોતાની મેળે હસતો હતો, અદ્ધર અદ્ધર ઉછળતો હતો, અને પોતાની માને પાટુડીયો મારી આમ તેમ જોતો હતો.

જેને દુઃખી થતો જોઈ પોતાનો પ્રાણ કાયામાં રહેવો મુશ્કેલ થઈ પડે એવા કુમળા બાળકને દાસીને સોંપવાનું જ્યારે, પ્રભાવતીના નમ્ર અંતઃકરણમાં ઘોળાવા લાગ્યું, ત્યારે તેનું અંતઃકરણ અફશોષથી ઉભરાઇ જવા લાગ્યું, તે મુરછા પામી પૃથ્વિ ઉપર પડી, વળી સચેત થતાં ધૈર્ય છોડી ધુસકા મૂકી રોવા લાગી, તે પોતાના સૂર્યની કાન્તી જેવા સુંદર બાળકના મૂખ સામું જોતી જાયછે બકીયો લેતી જાયછે છાતિ સાથે દાબતી જાય છે અને હૈયાફાટ તે રૂવેછે. વળી બાળકને ખોળામાં બેસારી એકી નજરે જોઈ બકિયો લેઈ રૂવેછે; એમ વારંવાર પ્રેમના પાસમાં પ્રભાવતી રાણી પુત્રને રમાડતી જાયછે અને હૈયાફાટ તે હેબકી હેબકીને રૂવેછે.

હવે વખત વધારે વિતી જવાથી તેણે પાસેના મંદિરમાંથી મુક્તાને બોલાવી પાસે બેસારી અને આંખમાંથી આંસુની ધારાઓ છુટતાં વિલાપ કરતી મુકતાને પુત્રની રક્ષા કરવા શિખામણ આપેછે.

**રાગ વણઝારાનો.**

સ્વામિ સ્વર્ગમાં ચાલિયા, સુંણ્ય દાસીરે;

સેવા નાથની કરવા સાથ; ઉરેછું ઉદાસીરે;
સતિ થાવું મારે સાધવી, સુંણ્ય દાસીરે;
સોંપું પુત્રને તારે હાથ; ઉરેછું ઉદાસીરે. ૧
સત્ય ભરૂંસોછે ખરો સુંણ્ય દાસીરે,
રાખ્યે લાડકવાયો તંન; ઉરેછું ઉદાસીરે;
તન મન ધન એ માહરૂં, સુંણ્ય દાસીરે,
પ્યારો પુત્રછે પ્રાણજીવન; ઉરેછું ઉદાસીરે. ૨
જાળવજે જતને કરી, સુંણ્ય દાસીરે;
માત તાત વિનાનો પુત્ર, ઉરેછું ઉદાસીરે;
વેળા પાડી જ્યારે વિઠ્ઠલે, સુંણ્ય દાસીરે;
ગયું રાજ્યને સૌ ઘર સુત્ર; ઉરેછું ઉદાસીરે. ૩
ઉજ્વળ મુખ જોઈ એહનું, સુંણ્ય દાસીરે;
મારાપિંડમાંથી જાયે પ્રાણ, ઉરેછું ઉદાસીરે;
ભ્રમિત થઇછું હું ભામની, સુંણ્ય દાસીરે;
મુને નેહ લાગ્યો નિરવાંણ; ઉરેછું ઉદાસીરે. ૪
અંગથી અદકો રાખજે, સુંણ્ય દાસીરે;
રૂડી રક્ષા કરે દિનરાત, ઉરેછું ઉદાસીરે;
પ્રેમથી પય ધવરાવજે, સુંણ્ય દાસીરે;
વિસરી નવ જાતી વાત; ઉરેછું ઉદાસીરે. ૫
વસ્ત્ર પહેરાવે વહાલથી, સુંણ્ય દાસીરે;
ન માબાપાની લેજે ભાળ, ઉરેછું ઉદાસીરે;
આધારેછે સખી તાહરે, સુંણ્ય દાસીરે,
મારો દીન દયામણો બાળ; ઉરેછું ઉદાસીરે. ૬
છત્રપતિનો છોકરો, સુંણ્ય દાસીરે,

આજ એકે નથી આધાર; ઉરેહું ઉદાસીરે;
ક્ષણભર છેટો ન રાખજે, સુણય દાસીરે;
તુને શું કહું વારંવાર, ઉરેહું ઉદાસીરે. ૭
આંખે આંસુ માયે નહી, સુણો જંનરે,
સ્વેદ છુટે ને કંપે કાય, રાણીને તંનરે;
તરછોડી તન આપતાં, સુણો જંનરે,
પ્રાણ નિકળી કેમ ન જાય, રાણીને તંનરે. ૮

આ પ્રમાણે બોલતાં તેની જીભ એકાએક ટુંકી પડી ગઈ, તેની આંખો ઉંચે ચડી ગઈ, શરીર શિતળ થઈ ગયું અને સ્વાસ રૂંધાઈ જતાં તે ધરણી ઉપર ઢળી પડી. પુત્ર ખોળામાંછે તે રોવા લાગ્યો. આવી સ્થિતીમાં જ્યારે દાસીએ એક ઘડીવાર સુધી આસનાવાસના કરી, ત્યારે તે શુદ્ધિમાં આવી; શુદ્ધિમાં આવ્યા પછી પોતાના પુત્ર પ્રત્યેના જે પ્રભાવતીને માયાળુ મમતા બંધાયેલી હતી તે તેણે એક ક્ષણવારમાં તોડી નાખી. અને જ્યારે ધાવતા બાળકને એકદમ તરછોડી, મુક્તાના ખોળામાં બેસેડી દીધો ત્યારે જે દુઃખ અને દિલગીરી રાણીને થઈ, તેનું વર્ણન વિદ્વાનથી થઇ શકવું પણ મુશ્કેલછે.

આંખમાં આંસુની ધારાઓ માતી નથી અને રૂદનથી જેનો કંઠ ગદગદિત થઇ ગયેલોછે એવી મુકતાએ પ્રભાવતીને હાથ જોડીને કહ્યું કે, હે બાઇ ? જ્યાં સુધી મારા ખોળિયામાં પ્રાણ ટકી રેહેશે ત્યાં સુધિ તો અનેક તરેહથી પુત્રનું રક્ષણ કરવા હું ચુકીશ નહી, માટે હે રાણીજી તમે નિશ્ચિંત રેહેજો. એમ કહેતી પ્રભાવતીની આજ્ઞા લઇ

મુક્તા રાજપુત્ર સાથે નગર છોડી રતોવાઈ ચાલતી થઈ.

છેક સાયંકાળે જ્યારે શત્રુનું સૈન્ય શહેરમાં આવી લુટ-ફાટ કરવા લાગ્યુ, ત્યારે પ્રભાવતી રાણી પોતાના સ્વામીની અત્યુત્કંઠાથી ભેટ લેવા એકાએક નગર બાહાર નિકળી ચાલી. જેણે અન્ય પુરૂષનું ઓઝલ રહી મોઢું જોયું નહોતું, જેના રક્ષણાર્થે રાતદિવસ અગણિત દાસીઓ ખમા ખમા, કરતી હાજર રહેતી, જેણે પોતાના નગરનું પાદર પણ કોઈ દિવસ પુરૂં જોયુ નહોતું, અને જેણે એક ક્ષણવાર પણ દુઃખ દિઠું નહોતું તે આવી અંધારી રાતમાં એકાએક અબળા જાતી, અણવાણે પગે અઘોર જંગલમાં અથડાતી કુટાતી પ્રાણનાથ, પ્રાણનાથ, એવા પોકાર કરતી સ્વામિના મડદાની શોધ કરતી ચાલી જાયછે; ચાલતાં ચાલતાં કાંટાથી કુમળા પગ વિંધાઈ ગયાછે, થોર બોરડી અને બાવળના વૃક્ષ સાથે સ્પર્શ થયાથી સઘળું શરીર ઉઝ-રડાઈ લોહી લુહાણ થઈ ગયેલુંછે, માથાના વિશાળ કેશ વિખરાઇ ગયેલાછે, પેહેરેલું પટકુળ ચિરાઈ ગયેલું છે, કોમળ પગને કઠણ પથરાની ઠેસો વાગવાથી લોહીની ધા-રાઓ છુટી રહેલી છે, નદી, નાળાં, કોતર, ગુફા, ભોણ, રાફડા અને ડુંગરા ડુંગરી ઉપર ચડતાં ઉતરતાં, ઠામ ઠામ પડી ગયેથી ઢીચણ અને છાતી ભાગી ગયેલાં છે, અને માથે મોટાં ઢીમણાં થયેલાં છે; છેવટ ચાલી ચાલીને પગ થાકીને લોથ જેવા થઈ ગયા, પરંતુ પ્રાણનાથના પ્રાણ વગરના પિંડનો પત્તો કાંઈજ લાગ્યો નહીં. જેના નેત્ર પ્રાંતમાંથી આંસુને બદલે શોણિતની ધારાઓ છુટી રહેલી

છે, જેને મુખે પ્રાણનાથ, પ્રાણનાથ, એવા શબ્દ થઈ રહ્યો છે, અને જે શરીરની શુદ્ધ સાન વિના હૈયા ફાટતે હેબકી હેબકીને રૂદન કરતી વારંવાર વિસામા ખાતી ચાલી જાયછે; તે જ્યાં વરૂ, ફાઉડી, શિયાળ, રીંછ, વાઘ, વિગેરે રાની જનાવરો અને ગીધ, ઘુવડ, સમળા વીગેરેને વધતી ઉજેણી ચાલેલીછે, જ્યાં શિયાળ અને ફાઉડીના ભયંકર અવાજ સંભળાઈ રહેલાછે, જ્યાં મોં, માથાં, હાથ, પગ વગરના લડાઇમાં કપાઈ ગએલા માણસો, પોતાની દુખિયારી અવસ્થાનું દુઃખ સહન નહીં કરી શકતાં પોતાના પ્રાણ જલદિથી નિકળી જવા ઈશ્વરને અરજ કરી રહેલા છે, જ્યાં અગણિત યોદ્ધાનાં અવયવ વગરનાં શરીર આડાં અવળાં પડેલાં છે, જ્યાં લોહિની નિકો ચાલી રહેલી છે, જ્યાં ઘોડા હાથી અને ઊંટનો ઘાણ વળી ગયેલો છે, જ્યાં જોસબંધ વાયરાના સ્પર્શે વડ પીંપળા અને ખાખરાના પાંનના ખડેડાટ થઈ રહેલા છે, જ્યાં વાઘ વાંદરાં અને હરણીયાં પોત પોતાનાં બચ્ચાં સાથે બેઠેલાં છે, અને જ્યાં સામટે સાટે અગણિત પશુ પંખિયો પોકાર કરી રહેલાંછે ત્યાં પ્રભાવતી રાણી આવી પોહોંચી. આવો ભયંકર દેખાવ જોઈ તે જરાપણ ભય પામી નહી; પણ વધારે વિલાપ કરતી તે બોલી, મારા પ્રાણપ્રિય પતી; તમને તમારી દાસીની દયા હજુ નથી આવતી કે દર્શન દેતા નથી? અરે મારા જેવી અભાગણી સ્ત્રી, આ જગતમાં કોઈ નહીંજ હોય!! આંહીં ભટકનારાં જંગલી જનાવરો!! તમે જલદીથી આવી આ નિર્ભાગી સ્ત્રીનો નાશ કેમ કરતા નથી? અરે

વાઘ!! તમે ત્રાસ બતાવીનેજ શા વાસ્તે રહી જાઓ છો ? અરે સાપ!! તમે આવી મુને ઝેરી ડંખથી કેમ ડસતા નથી? ઓ સઘળાં જંગલનાં જનાવરો હું તમને સ્તુતી કરીને કહુંછું કે; મારા અણગમતા થઈ ગએલા પ્રાણને તમે આ દુખીઆરા દેહમાંથી કેમ ખેંચી કાઢતાં નથી? આવો! ઓરાં આવો!! મારી કષ્ટિત કાયાનું તમે બળીદાન લ્યો!!! અને મુને આપતના અર્ણવમાંથી ઉગારો.

મૃગ મૃગલીયો અને તેનાં નાનાં બચ્ચાંને જોઈ તે બોલી; અરે મૃગ!! તમારી મૃગલીયો અને નાહાનાં બચ્ચાં તમારી સાથે છતાં, મારી વિખુટી પડી ગયેલી સ્થિતિ ઉપર જરા દયા આણી મારો પ્રાણપ્રિય સ્વામિ કયાં આગળ પડેલાછે, તે શું તમે નહીં બતાવો ? એમ રોતી રોતી પ્રભાવતી રાણી જ્યાં કેરલરાજા પડેલા છે, ત્યાં આવી પોહોચી. કેરલરાજાની કંઠમાં હિરાનો હાર હતો તે અંધારૂં હોય તોપણ અજવાળુ કરી બતાવતો હતો, તે પ્રભાવતીની દ્રષ્ટિએ પડતાં ઉભી રહી, અને નિહાળીને જોયું તો, પોતાનો સ્વામિ મર્ણાવસ્થામાં પડેલા હતા. પ્રભાવતી બોલી પ્રાણનાથ,! મારા પ્રાણપ્રિય પ્રાણનાથ!! શું તમે અહિંઆં છો ? આ તિક્ષણ પથરાની પથારી ઉપર લોહિનો છંટકાવ કરી શું તમે સુખમાં સુતા છો ? અરે હિરા જડિત હીંડોળાખાટમાં મખમલનાં ગદેલાં ઉપર સુગંધી પુષ્પની સાથે તમે પોઢનારા, તેમની આ દશા ? પ્રભુ! મારા પ્રાણપ્રિય પતિનો પવિત્ર આત્મા, સ્વર્ગમાં જ્યાં સુખ ભોગવતો હોય, તેમના ભેગો મારા અભાગિયા આત્માનો

વહેલો મેળા કરાવ, કે મારે અને તેમને છેટું ન પડે. એમ કહેતી રોતી રોતી પૃથ્વિ ઉપર ધુળમાં આળોટતા સ્વામિને પોતાના વસ્ત્રને છેડે સુહી સાફ કરી ખોળામાં લેઈ, બે હદ દિલગીરીથી બહુજ રોવા લાગી. ઓ મારા વાહાલા પ્રાણનાથ! શું તમારી આ દશા થઇ ? પ્યારા સ્વામિનાથ! તમે તમારી દાસીનાં વચન, શું આટલા વાસ્તે કાન આડા કર્યા ? મારા પ્રિયપતિ ! તમે કાલે તો તમારી પ્રિયા સાથે પુત્રને રમાડી આનંદ કરતા હતા, અને આજે આ સ્થિતીને પામ્યા ? પ્રાણનાથ; ઓ પ્રાણનાથ; મારા વાહાલા પ્રાણનાથ; તમને તમારી પ્રિયાની દયા, શું નથી આવતી કે એક શબ્દ પણ બોલતા નથી ? મારા વાહાલા પ્રાણપતિ; તમે આટલા બધા કેમ રિસાયા છો ?એક વખતતો બોલો ? મારા સુખસાગર સ્વામિ ! મારા પ્રાણપ્રિયપતિ ! તમે તમારી કોમળ વાણીથી કેમ ઉત્તર આપતા નથી ? અરે મુને કાં ન મોત આવ્યું ? પ્રાણ આધાર આમ શું સુઇ રહ્યાછો ? ઉઠોને એકવારતો મળો ? હું અભાગણીનો આત્મા આ દેહનો છુટકો કરી કેમ જતો રહેતો નથી ? નિર્દય વજ્ર જેવી કઠોર છાતી, અને અંગારા જેવી આંખોથી આવું સખત દુઃખ કેમ જોઇ શકાય છે ? એમ કહી રોતી રોતી પથરો લેઈ, છાતી અને કપાળ કુટવા માંડેછે, માથાના વાળ ખેંચી કાહાડેછે, અને વળી છાતી ફાટતે રૂવેછે.

### રાગ મહિનાનો.

કેમ કઠણ થયા મુજ કંથ, ગયા પ્યારી પરહરી;

મુકી મધ્ય દરિયાની માંય, દયા દિલ નવ ધરી. ૧
કરૂણાજુ કોડિલા કંથ, રિસાઇ ન આહિં રહો;
સુની સેજને મંદિર માળ, દયા દિલમાં લહો. ૨
છોડી પુષ્પની સેજ પલંગ, પડ્યા પૃથ્વિ ઉપરે;
જેની ચોકી કરે જન ક્રોડ, પાસે નહીં કોયરે. ૩
પ્યારી છોડી ગયા કેમ શ્યામ, પાવક વણ પરજળું;
પ્રાણ જીવન પ્રાણાધાર, વિના હું તો ટળવળું. ૪
સુનું લાગેછે સઘળું વન, દિશાઓ સુનિ થઈ;
સ્વામી સ્વર્ગે ગયા જોઈ આજ, નિરાધાર થઈ ગઈ. ૫
ગયું સ્વામિની સાથે સુખ, દુખિ દુખમાં ખરી;
વળી પુત્ર સોંપ્યો પરહાથ, મુંઝાઈ જાઉં મરી. ૬
હશે જુવતી નહી જુગ કોય, અભાગિણી આવડી;
લોપિ દુખ દરિયે મરયાદ, વિપતની વેળા પડી. ૭
નાથ અધવચ મુકિને આમ, રાણીને રોતી કરો;
અતિ અઘટિત થાયે એહ, અરજ ઉરમાં ધરો. ૮
પતિ પુત્ર વિના મુજ પ્રાણ, જાયે છે નિસરી;
સતી થાઉં કરૂં જઈ સેવ, સ્વરગ માહે સંચરી. ૯
મનક્રમ વચને પ્રભુ પાસ, કરૂં સ્તુતી જેટલી;
મારા પુત્રનું કરજો જતન, અરજ હવે એટલી. ૧૦

આવા ખેદ કારક વિલાપથી, ચંદ્રમા આગળથી ઉગ્યોજ નહોતો: તારાઓએ પોતાના મોઢાં વાદળમાં છુપાવી દીધાં, પશુ પંખીઓ વિલાસ બંધ કરી બેઠાં, નિર્દય પ્રાણીયો પોકાર કરતાં બંધ પડી ગયાં, ઘાયલ યોદ્ધાના દુઃખી થતા જીવ નીવૃતી પામી સ્વર્ગમાં ચાલ્યા ગયા, નદી નાળાઓમાં

વહેતાં નિર થોભાઈ ગયાં, વાયુ દેવતાએ પોતાનો વેગ બંધ કર્યો, મૃગ સાબર અને મોરની આંખોમાં આંસુની ધારાઓ છુટવા લાગી, સઘળી દશાઓ સુનકાર થઇ ગઈ, પ્રભાવતીના રંડાપાથી પૃથ્વિ માતાએ કાળી પટોળી પેહેરી, અદ્રશ્ય થયેલા તારાઓની આંખોમાથી બોરબોર જેવડાં આંસુ વાદળાં સોંસરાં પડવા લાગ્યાં, ક્ષુધાતુર પ્રાણિયોની ક્ષુધા ઉડી ગઈ, વૃક્ષનું એક પણ પુંખડું હાલતું ચાલતું બંધ થઇ ગયું, અને સઘળું વન રોતું હોય તેમ ભયંકર બની ખાવા ધાતું હતું.

આ પ્રમાણે સ્વામિની શોધ કરવામાં અને પુત્ર પતીના સામટા વિયાગની દિલગીરીથી વિલાપ કરવામાં અરધી રાત ચાલી ગઈ. હવે તેણે સતી થવાના કામનો સમારંભ કરવા તરફ લક્ષ દોડાવ્યું. પોતાના પ્રાણનાથને ખોળામાંથી ખસેડી પાછા પૃથ્વી ઉપર પોઢાડ્યા, અને જંગલમાંથી લાકડાં વિણી લાવી, સ્વામિની સાથે બળિમરવાના વિચારથી તે જ્યારે લાકડાં વિણવા ચાલી ત્યારે તેને સઘળો સંસાર સ્વપ્નવત ભાસવા લાગ્યો, પુત્ર તરફની જે માયાળુ મમતા તુટતી નહોતી તે આ વખતે તુટી ગઈ, સ્વામિ તરફનો જે શોક થતો હતો તે સઘળો શાન્ત પડી ગયો, રાજ્યના વૈભવનો જે વિરહ થતો હતો તે બધો વ્યર્થ જણાયો અને શત્રુને સ્નેહિયો, પુષ્પની સેજને પથરાની પથારી, સાપને દોરડું અને મણીને મર્કીપ્રે પથ્થરો એકત્ર જણાયાં; કેમકે આ વખતે તેને પોતાના દેહના અનિત્ય પણા વિશેનો વધતો વિચાર ઉત્પન્ન થયો હતો.

જેમ વિવાહમાં મંગળિક ગિતોથી હર્ષ થાયછે, સકુમાર બાળકનું ચંદ્ર જેવું ઉજ્વળ મૂખ જોઈ આનંદ થાયછે, સ્નેહિ સંબંધીને મળવાનું સુખ એ પણ સારૂં છે, વિશ્વમાં વિવિધ જાતના વૈભવ ભોગવવા એ પણ રમણિક લાગે છે, અને ચંચળ તથા લાંગી આંખોવાળી મુગ્ધા સ્ત્રીઓ સાથે વિલાસ કરવો એ પણ રમ્ય લાગે છે; આ બધી રમ્ય વસ્તુ વિશે જ્યારે ચિત્ત અનિત્ય પણાનો વિચાર કરેછે ત્યારે કાંઈ પણ રમ્ય લાગતુંજ નથી; તેમ આ વખતે પ્રભાવતીને કાંઈ આવરણ આડું આવ્યુંજ નહીં. કેમકે સંસારની વાંચ્છનાથી તે તદન મુકત થઈ હતી.

એટલામાં તેની વૃત્તી એકાએક બદલાઈ ગઈ તેના શરિરની રૂંવાટી એકદમ ઉભી થઈ, તેની કાયા થરથર કંપવા લાગી, તેની આંખો હિંગળોક વરણી થઈ ગઈ, તેનો શ્વાસ રૂંધાઈ જવા લાગ્યો. તેનો કંઠ ગદગદ થઇ ગયો, તેની છાતી દુઃખના દરદથી દબાઈ ગઈ, તેની અણીઆળી આંખોમાંથી વહેતા ઝરણની માફક આંસુની ધારાઓ છુટવા લાગી, તેનું લોહી એકાએક ઉકળી ગયું. તેની નાડિઓ જોશ બંધ થડકવા લાગી, તેના મોઢાનો ચેહેરો અતી ઉગ્ર થઇ ગયો, અને તેના મનની વૃત્તિયે પ્રપંચી દુનિયામાંથી પોતાની આસ્થા ઉઠાવી લીધી. જુવો કે આ વખતે તેના સુખનો સુર્ય અસ્ત પામ્યો હતો, તેની ઉપર દુખની દુનિઆ ત્રુટી પડી હતી અને શોકના સમુદ્રે માઝા મુકી હતી, પરંતુ તેની દ્રઢતા ધ્રુવની માફક અચળ રહી હતી.

### વસંત તિલકા.

જેણે ન કાર્ય કદિએ નિજ હાથ કીધું;
જેણે ન બાર પગલું પળવાર દીધું;
જેણે અપાર સુખ અમૃત રોજ પીધું;
તેણેજ આજ વનમા શિરે કાષ્ટ લીધું. ૧

જ્યાં પોતાનો સ્વામિ આકાશનો ચંદરવો બાંધેલ એવા વિશાળ ઘરમાં પૃથ્વિના પથારી કરી, પથરાનું ઓશિકું મૂકી. પવનને પંખો નાખવા બેસારી ચંદ્રમારૂપ દિવાને ઝંપલાવી નાખી ક્રોધના આવેશમાં એકાએક અંધારે સુતા હતા, ત્યાં પ્રભાવતીએ જંગલમાંથી જોઇએ તેટલાં લાકડાં લાવી લાવીને ઢગલો કર્યા અને તેની ચોકસાઇથી ચિત્તા ખડકી.

હવે સ્વામિનાથ સાથે બળિ મરવાનો વખત નજદિક આવ્યો તેથી તે પ્રાણનાથ પાસે આવી બેઠી, અને હિરાના પ્રકાશથી તેના શરીરનું અને મુખારવિંદનું મનહર સ્વરૂપ જોઇ તે બોલી, સ્વામિનાથ! મારા વાહાલા સ્વામિનાથ ! તમારી દાસી તમારી સાથે સ્વર્ગમાં આવવા હવે તૈયાર થઇછે, તેની છેલ્લી વખતની તો ભેટ લ્યો ? ઉઠોને ભલા શું સુઈ રહ્યાછો ? મારા સ્નેહ સાગર પ્રાથનાથ; તમને મારી કાંઇયે દયા નથી આવતી કે શું ? કેમ કઠણ હૈયુ કરીને સુતાછો? અરેરે ! બોલાવી બોલાવીને મારો ઘાંટો બેસી ગયો, પણ પ્રાણનાથના કોમળ-હૃદયમાં કાંઇ એ અસર થતી નથી. અહો પ્રભુ! હવે હું શું કરૂં ? પૃથ્વિ માતા તમે માગ કેમ દેતાં નથી? અરે આકાશ તું મારે

માથે કેમ ત્રુટી પડતું નથી? અરે શિકારી પ્રાણિયો તમારા કઠણ-હૃદય આ વખતે કેમ કુમળાં થઈ ગયાંછે? ઝેરી જાનવરો તમે કેમ સંતાઈ પેઠાંછે! અરે તમે શા વાસ્તે બોલતાં નથી? તમે આવો! જલદી બોરાં આવો!! અને કરમફુટ રાણીની કાયાનું તમે બળિદાન લ્યો! જો તમે મારા આત્માને આ નિર્ભાગી ખોળીઆમાંથી જુદો પાડશો, તો હું તમારો અપકાર નહી માનું, પણ મોટો આભાર માનિશ.

પ્રિયપતિ આપની સેવા મેં અંતઃકરણ શુદ્ધ એક નિષ્ટાથી બજાવેલીછે, એક પણ વચન ઉલ્લંઘન કરેલ નથી હમેશાં આજ્ઞાને અનુસરી સત્ય નિતીને સુધર્મને રસ્તે ચાલેલીધું, અને એક પણ માઠું લાગવા જેવું કારણ કોઈ દિવસ ઉત્પન્ન કરેલું નથી; તથાપિ મારા વાહાલા પતિ જ્યારે તમે આ પ્રમાણે વર્તણુક ચલાવો ત્યારે આપની દાસીને ઓછું ખોટું લાગવાનું કારણ અધુરૂં રહેતું નથી સ્નેહ સાગર સ્વામિનાથ! ત્યારે શું હવે તમે મારી સાથે નહીંજ બોલો? અરે દુખિયારી દાસીની દયામણી સ્થિતી ઉપર આટલો બધો શો અભાવ આવી ગયોછે કે, અ નાથ અબળા તરફ એક વખત પણ અમિની દ્રષ્ટિથી જોતા નથી? કૃપાનિધાન, રાંક દાસીના અપરાધ ક્ષમા કરી નમ્ર વિનતી ઉપર લક્ષ આપો. સ્વામિનાથ! વગડો વાહાલો કરીને અહીં શું સુઈ રહ્યાછો? ઉઠોને, શત્રુઓએ શહેર લુટી લીધું; તેનો સંહાર કરવા કેમ હથિયાર હાથમાં લેતા નથી? મારા સ્નેહાભિલાષિ સ્વામિ, તમારી સઘળી

રાણીઓ રંગમહેલથી પડતાં મૂકી મરણ પામિવો તેની શું તમને ખબર નથી? અરે તેતો દેવલોકમાં પણ દાખલ થઈ ગઇઓ. તમારા પ્યારા બાળકને તમે ભુલી ગયા કે શું! પ્રાણનાથ! શું તમે નમેરા થઇ તેની ખબર નહીં પુછો? અરે તેને તો તમારી અભાગિણી પ્રિયા પરાધીન સોંપી આંહીં આવીછે. મારો પ્રાણથી પ્યાયો પુત્ર શું કરતો હશે? હવે એનું મનહર મૂખડું કોઈ દિવસ દેખવુંછે? શી આશા અરેરે એ કેવા હશે? એની શી વલે થઇ હશે? પ્રભુ! એનું રક્ષણ કરજો. એમ કહી એવું રૂદન કરવા માંડ્યું કે પથરા પણ પીગળી જવા લાગ્યા.

એક આંખમાં શ્રાવણ અને એક આંખમાં ભાદરવો એમ આંસુ ચાલ્યાં જાય છે, આખી રાતના પરિશ્રમથી અડવડિયાં આવી રહેલાં છે, આખા દિવસને રાતની ભુખ તરસને લીધે આંખે અંધારાં આવેછે, અને પુત્રના વિયોગથી ને સ્વામિના મૃત્યુથી પોતાનો પ્રાણ કેમ જલદિથી નિકળી જતો નથી એવા ભ્રમિત વિચારમાં અત્યંત દુઃખ પામી વારંવાર મુરછા પામતી પાસેની નદિમાં સ્વામિની લાસની સાથે સ્નાન કરવા પ્રભાવતી પૂરતો શ્રમ લેઈ સબને ઉચકી નદિમાં લેઈ ગઈ, અને ત્યાં જળ વડે સબને ખૂબ સ્વચ્છ કરી પોતે સાવઓળ થઈ પવિત્ર સ્થિતીમાં પાછું સબને ઉચકી જ્યાં ચિત્તા ખડકી હતી ત્યાં લેઈઆવી અને સ્વામિનાથને ચિત્તામાં પધરાવી પોતે અગ્નિ મેળવવા આતૂર થઈ.

આવા વિષમ વખતે કોઈ સ્થળેથી અગ્નિ મળી શકે

એ વાત અસંભવિત લાગવાથી તેણે આકાશના તારાઓને અરજ કરી; પણ ફોકટમાં તેણે વનના પશુ પ્રાણિયોને વધતો વિલાપ કરી વિનતી કરી, પણ તેઓ સર્વે તેનો ખેદ કારક વિલાપ સહન ન કરી શકતાં તે વનનો ત્યાગ કરી બીજા વનમાં ચાલતાં થયાં. હવે આ પ્રસંગે ઇશ્વર વિના તેને કોઈ મદદ આપે એવું નહોતું, જેથી તે હવે પોતાના સ્વામિનાથનું માથું ખોળામાં લેઇ પુર્વદિશાભણી મૂખ કરી ચિન્તામાં બેઠી, અને સંપુટ હાથ કરી ઇશ્વરની આરાધના કરવા લાગી તે બોલી, હે પુર્ણબ્રહ્મ પરમાત્મા પ્રભૂ, તમારી ઇચ્છાથી જગતનો સર્વ તંત્ર ચાલે છે. તમારી ઇચ્છાવિના વૃક્ષનું એક પણ પાંદ હાલી શકતું નથી. સૃષ્ટિનિયંતા તમારી ગહનગતિ અદભૂત શકિત અને અકળ લિલાનો કોઈ પાર પામ્યું નથી; સર્વદા સત્યના બેલી છો અધર્મિના અરિ છો, સર્વ પશુ પ્રાણીના સરજન હાર છો, અને સર્વનું ભરણ પોષણ કરી રક્ષણ કરનાર તમેજ છો, પ્રભુ, હું તમને હાથ જોડી સંપુર્ણ સત્યતાથી અને નિપુણ નિષ્ઠાથી આધિન વંદના કરતી કહું છું કે જ્યારે મારા સ્વામિનાથ રણભુમિમાં રીસાઇ ગયા, પ્યારો પુત્ર પરાધિન પણે સોંપ્યો અને રાજપાટ સર્વે શત્રુઓએ સ્વહસ્તક કર્યું; ત્યારે હવે મારે જીવીને શું કરવું છે? પરમ કૃપાળુ પ્રભુ જ્યારે તમે સંસારનું સઘળું સુખ સ્વપ્નવત વખતમાં છિનવી લીધું ત્યારે હવે તમે મારા અભાગીઆ આત્માને આ પ્રપંચી દુનિઆમાં કેમ રોકી રાખ્યો છે. અરે પ્રભુ! હવે કદી મુને મારો પ્રાણનાથ પ્યારી કહી બો-

લાવે, એ આશા હોય? આ અભાગણિનો સકુમાર બાળક હવે કદી તેની નિર્ભાગી માના ગોદમાં આવી બેસનાર છે? અરે એ શી આશા? મારા વહાલા પ્રાણનાથ, મારા સ્નેહ સાગર સ્વામી તમારી નિર્દોષ દાસી તમારી સેવા બજાવવા તમારી સમક્ષ હમણાં હાજર થશે, પણ અરેરે મારા પ્યારા બાળક તારી નિર્દય મા કદી તારી સંભાળ લેવા આવે એવી તું આશા કદિ રાખીશ નહીં. હવે તું તારી અભાગણિ માને યાદ કરીશ નહીં. મારા વહાલા બાળક, હું તારા પ્યારા પિતાની શેવા કરવા સ્વર્ગમાં જાઉં છું. હું કેવી કમનશીબદાર કે મેં મારા પ્રાણથી પ્યારા પુત્રને પણ તરછોડી નાખ્યો. અરે હવે હું તેને પાછી મળીશ? ના, ના, કદી નહીંજ. આમ બોલતાં તે વ્યાકુળ થઈ મુરછા પામી.

મુરછા ઊતરતાં તેના અંતઃકરણમાં અનિત્યપણાનો વિચાર આવી દાખલ થયો, એટલે સંસારની આવરણ રૂપ વાંછનાથી તે મુક્ત થઈ. અને છેવટ તે પાછી બે હાથ જોડી ઈશ્વરની સ્તુતિ કરવા લાગી કે હે સૃષ્ટી નિયંતા, સ- ર્વજ્ઞ પ્રભુ, જો મેં મારા સ્વામીનાથની સાચા નિષ્ટાથી સેવા કરી હોય, તેમની આજ્ઞાને અનુસરી ચાલી હોઉં, ને નીરં- તર નીતિયુક્તરહી તમારી ભક્તી કરવામાં તત્પર રહી હોઉં તો હે ભક્તવત્સળ ભગવાન આ કાષ્ટની ચિત્તામાં એની મેળે અગ્ની પ્રગટ થજો એટલું કહેતામાં પ્રભાવતીના જમણા પગના અંગુઠેથી એકાએક અગ્ની પ્રગટ થયો, અને સ- ઘળી ચિત્તા સળગવા લાગતાં તે થોડા વખતમાં બળી

ભસ્મ થઈ ગઈ. અને તેનો દુખીઆરો આત્મા તેના સ્નેહ સાગર સ્વામીની સાથે સ્વર્ગમાં જઈ સામેલ થયો.

હવે મુક્તા બાળકને લેઈ નગર છોડી નિકળી. તેની સાથે સુધર્મ તેમનું રક્ષણ કરવા અદ્રશ્ય રૂપે આગળ થયો, બાળકને ખોઈમાં નાખી હાલરડાં ગાતી આંખમાંથી આંસુની ધારા છુટતાં મહા ફીકરના ફાંદામાં અંધારી રાતે એકલી રોતી રોતી ચાલી જાય છે. વખાની મારી ઉતાવળી ઉતાવળી મુક્તા અંધારાને લીધે અઘોર અરણ્યમાં રસ્તો ચૂકી ભટકવા લાગી. જ્યાં નદિ નાળાં અને મોટાં દ્રૂમ આવી રહેલાં છે, જ્યાં ડુંગર, કોતર, ગુફા, અને ગાળીઓ તેમના ભય ભરેલા દેખાવથી ધાસ્તી ઉપજાવી રહેલ છે, જ્યાં સિંહ, વાઘ, વરૂ, વણીઅર, ચીત્તા, ફાઉડી, શીઆળ વગેરે શિકારી જનાવરોનો સુમાર નથી, જ્યાં ઝાઝાં ઝેરી જનાવરો જેવાં કે ઘો, સાપ, અને અજગર પગે અથડાઈ રહેલા છે, અને જ્યાં અનેક જનાવરો વિચિત્ર તરેહનાં પોકાર કરી રહેલાં છે, ત્યાં એકાએક અબળા જાતી બીકથી બે બાકળી બાળકને ધવરાવતી, વારંવાર પરિશ્રમને લીધે વિશ્રામ લેતી, અથડાતી કૂટાતી ઇશ્વરનું સ્મરણ કરતી આગળ ચાલી જાય છે.

જે ક્ષુધા, તૃષા, અને દુઃખથી દબાઇ ગયેલી છે, જે ચાલી ચાલી થાકીને લોથ જેવી થઈ ગયેલી છે, જે આંખે અંધારાં આવતાં લડથડીઆં ખાઈ રહેલી છે, જે આખે શરીરે કાંટા અને ઝરડાંથી ઉઝરડાઈ ગયેલી છે, અને જે આ વખતે મહા દુખિયારી અવસ્થામાં આવી ગયેલી છે,

એવી મૂક્તા સૂર્યોદય થતાં કેરલરાજાના નગરથી દસ ગાઉ દુર વસ્તી વિનાના વનમાં આવી પોહોંચી. અઘોર વનમાં અન્ન ક્યાંથી મળે કે એ ક્ષુધાતુર મુક્તાને શાંતી થાય. પછી તેણે થોડાં વનફળ ખાઈ પાણી પી આત્માને સંતુષ્ટ પમાડ્યો.

જ્યારે રાત અને દિવસ મળી પાંચ દિવસ સુધી પંથ કરી કરીને મુક્તા મરણાવસ્થાએ પોહોંચી. અને અથડાતો કુટાતો ધાવ્યાવિનાનો પુત્ર રોતો રોતો મોતની અણી ઉપર આવી પડ્યો ત્યારે જ્યાં કુંતલપુર કરીને શેહેર હતું ત્યાં પુત્રને દાસી આવી પહોંચ્યા. દુઃખને વખતે ધૈર્યતા રાખી પોતાની સાથે જે એકાદ બે દાગીના હતા. તે તેણે વેચી શેહેરમાં એક ઘર ભાડે લીધું, અને ત્યાં દિવશ નિર્ગમન કરતી મુક્તા બાળક સાથે સુખી થઈ. મુક્તા તેના માયાળુ સ્વભાવથી, સારી નિષ્ટાથી, સત્ય બોલવાથી અને ગરીબી હાલતથી કુંતલપુરના સૌ નિવાસીઓને નજરમાં આવી ગઈ. પોતાને અહીં લાંબો વખત રહી પુત્રને ઉછેરવાની જરૂર હતી જેથી તે ઉમદાલોકોનું દાસત્વપણું કરવામાં દાખલ થઈ, અને જે જે કામ બતાવે તે તે ઊમંગથી કરી સર્વેને સંતોષ પમાડી પોતાનું ગુજરાન સેહેલાઈથી પેદા કરવા લાગી. મુક્તા સર્વે પ્રસંગે પુત્રને સાથેજ રાખતી હતી. તે મેહેનત મજુરી કરી પ્રભાવતીની શિખામણપર સુરત રાખી પુત્રને સારાં લુગડાં અને સારૂં ખાવાનું આપતી હતી. અને તેને રાત અને દિવસ પોતાની દ્રષ્ટીએથી ક્ષણવાર પણ દુર કરતી નોહોતી. તેના

સુખાથી તે હમેશાં સાદું અનાજ જમતી હતી, અને જરાય પણ તેને દુઃખ થાય તેવું કાંઈ પણ કારણ કદી ઉત્પન્ન કરતી નહોતી.

હું કોણ છું? મારા માતપિતા કોણ છે? હું ક્યાંનો રેહેવાસી છું? હું શા સબબથી અહીં આવ્યોછું? હું શી અવસ્થાએ પોહોચેલો છું? અને હાલ જે મારૂં અનેક તરેહથી રક્ષણ કરે છે તે કોણ છે? એ હકીકતથી બાળક અને કુંતલ-પુરના સર્વે નિવાસીઓ તદન અજ્ઞાન હતા. સુખ શાંતીમાં દિન પ્રતિદિન નિર્ગમન થતાં ત્રણ સંવત્સર નિકળી ગયા. આ વખતે બાળકને બોલતાં ચાલતાં આવડી ગયું હતું. તેનું રઢીઆળું રૂપ સર્વ જનોને સાનંદાશ્ચર્ય પમાડતું હતું, અને મુક્તાને પારાવાર પરિતોષ પ્રાપ્ત થતો હતો.

જેમ આંધળાને લોચન વહાલાં હોયછે, નિર્ધનને ધન વહાલું હોય છે, વાંઝીઆને પુત્ર વહાલો હોય છે, અને સાધુ પુરૂષોને ઈશ્વરની ભક્તિ વહાલી હોય છે, તેમ મુ-ક્તાને પુત્ર પ્રાણથી પણ વધારે વહાલો હતો, જે પુત્ર મુક્તાને મા કહી બોલાવતો હતો, અને મુક્તા પુત્રને પુત્ર કહી બોલાવતી હતી. મુક્તા રોજ બાળકને ખવરાવી પીવરાવી ખુશી કરે છે, નવરાવી ધોવરાવી સ્વચ્છ રાખેછે, નવી નવી જાતનાં વસ્ત્ર પેહેરાવી વહાલ રાખે છે, અને તેની મરજી પ્રમાણે હાજર હાજર રેહે છે.

આ પ્રમાણે આનંદમાં દિન પ્રતિદિન ગુજરતાં પુત્રની ઊમર લગભગ ચાર વરસની થવા આવી હતી. દરમીઆન એક દિવસની રાત્રીને વખતે મુક્તાની વૃત્તી એક દમ

ઉદાસ થઈ ગઈ, તેનું હસમુખુ વદન વિકાળ થઈ ગયું, તેના શ્વેત શરીર ઉપર શ્યામરંગ પથરાઈ ગયો, તેનું જમણું અંગ ફરકવા લાગ્યું, અને તેને ભવિષ્યનો માઠો પરિણામ આગળથી સુજી આવ્યો. આ ઉપરથી તે વારંવાર ઈશ્વરને યાદ કરવા લાગી બાળકને છાતી સાથે દાબી દાબીને બકીઓ લેવા લાગી; અને અશુભ ચિન્હથી હવે શું થશે એ બાબતના અનેક વિચાર કરતી બાળકને પડખામાં લેઈ મુક્તા સુતી. સુતાંસુતાં પોતાને ગમે તેમ થાઓ, પણ બાળક આરોગ્ય રહો. એમ ઈશ્વરની અંતઃકરણ સુદ્ધ સ્થિર વૃતિએ આરાધના કરવા લાગી. વળી પુત્રનું મનહર મૂખ જોતી જાય છે, ચુંબન કરતી જાયછે, અને ઝીણે સ્વરે રૂદન કરતી જાયછે. છેવટ પુત્રને પડખામાં લેઈ નારાયણ નારાયણ કરતી નિદ્રાવશ્ય થઈ ગઈ.

મધ્ય રાત્રીનો અમલ ઉતરી જતાં મુક્તાને જમણા પગને અંગુઠે કાળે સર્પે આવી ડંસ કર્યો. ડંસ કરતાં વેંત મુક્તા એકાએક જાગી ઉઠી, અને જોયું તો અંધારામાં મોટો સાપ ચાલ્યો જતો દીઠો. તે જોઈ તે ગાભરી બની ગઈ, અને બોલી, અરે શિવ, શિવ, શો આ ગજબ! શું આ પ્રાણથી પ્યારા બાળકનો હવે વિયોગ નહી થઈ પડવાનો? શું તેની સંભાળ લેનારી જે હું તે હવે તેની આસના વાસના કરવા વધારે વખત જીવી શકીશ? અને શું આ ઝેરી સાપના ડંખથી મારો પ્રાણ નિકળી નહીં જાય? અરે જીવવાની હવે શી આશા? અરે નિર્દય અને નગરા સાપ તેં ગરીબ બાળક ઉપર આટલો બધો જુલમ કેમ ગુજાર્યો?

તેં આ વખતે કયા ભવનું વેર વાળ્યું? ગોઝારા અને પ્રાણ-ઘાતક પ્રાણી તને ધિક્કાર છે. ગરીબ બાળકને નિરાધાર મૂકી તારા કોપનું બળિદાન હવે હું જલદી થઈ પડીશ. એમ બોલતાં તેને અંગોઅંગ ઝેર વ્યાપી ગયું, તેની ડોકનો ગાડવો ઢળી જવા લાગ્યો; અને લહેરો આવવા લાગી. તે બોલી, અરે પ્રભુ, હવે હુંતો પ્રભાવતીની સેવા કરવા સ્વર્ગમાં ચાલી. પણ હવે આ નાનો બાળક કોને આશરે? ભુંડી પ્રભાવતી, તને પોતાના પુત્રની કાંઇએ દયા ન આવી કે તેં મુને ટુકી મુદતમાં તારી પાસે બોલાવી લીધી. હવે સોહામણા પુત્રની શી વલે થશે! બિચારો બાળક હવે કોને આધારે જીવશે? તેને ભાવતું ભોજન કોણ આપશે? તેની બરદાસ કોણ કરશે? અરે કોઈએ નહીંજ. ત્યારે હે પ્રભુ, આ નિરાધાર બાળકનું રાત દિવસ તમેજ રક્ષણ કરજો. એટલું બોલતાં તેની જીભ ટુંકી પડી ગઈ, તેની રગે રગું ખેંચાવા લાગી, તેની છાતી ભરાઈ ગઈ, આંખનું તેજ અસ્ત થયું, કાન બેહેરપ મારી ગયા, સઘળું શરીર ઝેરના સ્પર્શે લીલું કાચ જેવું થઈ ગયું, અને તેથી તેનો નિર્દોશ આત્મા આ લોકની વગર વાંધે વાંચ્છના છોડી શિવશિવ કરતો સ્વર્ગના અક્ષય સુખમાં જતો રહ્યો.

સઘળું સુખ પરવારી બેસતાં જે કિંચિત સુખ માત્ર બાળકને હાલ રહ્યું હતું તેને પણ ઇશ્વરે તોડી પાડ્યું. અહો હો ઈશ્વરની શી માયા છે ? બિચારા બાળકનું સ-ઘળુ સુખ જતું રહ્યું. તેને માથે આકાશ ત્રુટી પડે તેટલું દુઃખ આવી પડ્યું, તે માબાપ વિનાનો,સગા સ્નેહી વિનાનો,

ગામ ગિરાસ વિનાનો, ઘરબાર વિનાનો, પૈસાટકા વિનાનો, નાની ઉમરમાં નિરાધાર થઈ રહ્યો. હવે તેની શી દશા?

**વસંતતિલકા છંદ.**

મૃત્યુ પિતાજી જનની સમ દુઃખ નાંહી,
શાંતી પછિથી કરવા સ્થળ કોન આંહી;
દેખો તમે દિવસ સૂર્ય વિનાજ જેવા,
માબાપ વીણ સુતછે સુનકાર એવા. ૧
પીતા ન માત જગમાં દુઃખ પુત્ર પામે,
વિશ્રામ ઠામ ન મળે ક્યમ એહ જામે;
લાગે વળી લવણ વીણ અનાજ કેવું,
માબાપ વીણ સુત જીવત છેજ એવું. ૨
જો ચંદ્ર તેજ ક્ષિણ રાહુથિ થાય જેવા,
દીવા પ્રકાશ દિવસે કરસેજ કેવા;
તેવી રિતે તદન સૂત સુનો જણાયે,
પંક્તી વિશે ગરિબની જરૂરી ગણાયે. ૩
રાજા થયેલ પદ ભૃષ્ટ જણાય જેવા,
લૂટી લિધેલ ઘરબાર જન કોગ એવા;
અત્યંત આપત અને વળિ વ્યાધી ટેવા,
માતા પિતા વગરનો સુત છેજ તેવા. ૪
હોંસે કરી હિત ધરી નવ કો હસાવે,
ખાવા ન ખાજ વળિ વસ્ત્ર ન કો સજાવે;
વર્ષાજ ઉષ્ણ શિત તાપ સહે શરીરે,
ના કોય આવિ જન ધીરજ દે ન ધીરે. ૫
ભૂખો ત્રષાતુર વળી સુખ દુઃખ છેરે,

શાને ચહેછ સુત તુંજ મુને કહેરે;
સ્વપ્ને ન વાત કદિ હોય કહેજ કેવી!
માબાપ વીણ સુત હાલત છેજ એવી. ૬

છેક સવાર પડી ગઈ, અને સુર્યોદય થયો, પરંતુ પોતાની મા કેમ ઉઠતી નથી, એ જોઈ બાળક પથારીમાંથી બેઠો થયો, અને મુક્તાનો હાથ પકડી, મા, મા ઓ મા, ઊઠને, સુર્યતો આટલો બધો ચડી ગયોછે. અને તું હજુ કેમ સુઈ રહીછું? ઉઠ, મને ભુખ લાગીછે. માટે ખાવ? ખાવાદે? અને ચાલ પછી આપણે આપણા શેઠને ત્યાં જઇએ. કેમકે તેઓ આજ મોડું થઈજવાથી આપણી વાટ જોઈ રહ્યા હશે. એમ કહી વારંવાર હાથ ઝાલી ખેંચવા લાગ્યો, પણ મરણ પામેલ મુક્તા ક્યાંથી બોલે!

લગભગ મધ્યાનકાળ થવા આવ્યા ત્યાંસુધી બાળક આંત્રાપાછો જાયછે. હેબકી હેબકીને રડેછે, અને તેની મરી ગયેલ માના ભેગો જઈ સુવેછે. વળી પાછો તેનું ઓઢવાનું વસ્ત્ર તાણે છે, હાથ ખેંચે છે, અને બુમો પાડે છે. તે છાનો રહી ડસકાં ખાતો ખાતો બોલે છે, મા, ઓ, મા, ઉઠ મારે ખાવું છે. અને પાણી પીવું છે, તે તો પા! કેમ સુઈ રહીછે? મારા તરસથી પ્રાણ નિકળી જાય છે. અને ભુખ્યાં અંધારાં આવે છે. માડી, મારી વહાલી માડી, શું તું તારા નિર્ભાગી બાળકથી રીસાઇને સુતીછું તે બોલતી પણ નથી? જવાબ નહી મળતાં તેના મુખ આગળ બેશી રડે છે.

## લલિત છંદ.

મરણ પામિયાં માત તાતરે, પણસિતો ગઈ સર્વ વાતરે;
સરપ તો ડસ્યો પ્યારી દાસિને, જઈ રૂવે કને મો વિકાસિને. ૧
મુખથી બોલતો માય માયરે, પણ ન બોલતી કાંઈ હાયરે;
તરસ લાગીછે પાણી પા મુને, તુજ વિના જઈ હું કહું કુને. ૨
નથિ દયા તને આવતી જરા, કઠણ થૈ અને શું સુતી ધરા;
પરમ ભુખતો લાગિ માવડી, નવ ઘટે તુને રીસ આવડી. ૩
કરગ્રહે અને મા કહી રૂવે, મુખ ન બોલતાં સાથ જૈ સુવે;
ઉપર આભને ભોમછે તળે, અવર આશરો કોય ના મળે. ૪
નરપતી તણા બાળને ખરે, વખત તો પડી રોઇને મરે;
દશ દિશા તણા વાય વાયરે, અરર હાયરે તાત માયરે. ૫
થરથરે વપૂ વસ્ત્ર ના મળે, તરસ ભૂખથી છાતડી બળે;
ટળવળી મરે બાળકો ખરે, દિલ વિશે દયા કોય ના ધરે. ૬
તરસ ભુખને શોક માંયરે, જરૂર બાળના પ્રાણ જાયરે;
ગરિબ બાળકું મા કહી જુવે, -હૃદય ફાટતે ધ્રુસકે રૂવે. ૭
અરર કંઠતો પ્રાણ આવિયા, તદપિ નગ્રના લોક નાવિયા;
પરમ શ્રી પ્રભુ સ્હાય તો કરો, વિપત વિઘ્નને આપદા હરો. ૮

ભુખ્યોને તૃષાતુર બાળક આકુળ વ્યાકુળ થઈ પૃથ્વી ઉપર પડેછે. અને વળી બેઠો થઈ તેની મા મરી ગયેલ છે એમ જાણ્યા વિના હાથ ઝાલી ઢંઢોળે છે. મા, ઉઠને, મને ખાવા દેને, અને પાણી પાને? એમ વારંવાર કહી રડેછે. પણ અરે તેને છાનો કોણ રાખે? બાળકનો રોઈ રોઇને ઘાંટો બેશી ગયો, અને તરસથી જ્યારે પ્રાણ કંઠે આવી ગયો, ત્યારે શેઠનો વાણોતર મુક્તાને બોલાવવા

આવ્યો. ત્યાં પુત્ર ધિમે ધિમે સાદે પાણી પાણી કરતો પૃથ્વી ઉપર પડેલો છે. તે જોઈને તેણે મુક્તાને ઠપકો આપતાં પાણી પાયું. અને ઘરમાં જ્યાં જઈ મુક્તાને જુવે છે તો ત્યાં તે મરણ પામેલી દીઠી. તે બોલ્યો, અરે શિવ, શિવ, શિવ, આશો ગજબ! બાળક બિચારો કોને આશરે? અરે પ્રભુ તે હવે કેમ જીવી શકશે! નિર્દય ઈશ્વર? તને બાળકની જરા પણ દયા ન આવી? કે આમ અધવચ રખડાવ્યો? હશે પ્રભુ! તને ગમ્યું તે ખરૂં. એમ બોલી અશ્રુપાત કરતો બાળક પાસે આવી તેને ખાવાનું આપી પોતાના શેઠને ઘેર લઈ ગયો, અને મુક્તા ઝેરી જાનવરના કરડવાથી મરણ પામી. એ વાત તેણે આખા નગરમાં પ્રસિધ. કરી એટલે દયાળુ નગર નિવાસીઓ રોતા કળકળતા દોડતા આવ્યા, અને મુક્તાને અગ્ની સંસ્કાર કર્યા.

બાળક પોતાને ઘેર જઈ મા, મા, કમાડ ઉઘાડ, કહી રડવા લાગ્યો, ને કમાડ ભટકાવવા લાગ્યો. પણ સ્વર્ગમાં ખાખ થઈ ગયેલી મુક્તા હવે ક્યાંથી બોલે? બાળક રોવા લાગ્યો, એટલે નગરની સ્ત્રીઓ તેને "ચાલ તારી મા બતાવું." એમ કહી પોતાને ઘેર લઈ જવા લાગી. પણ ત્યાં પોતાની મા નહી દેખતાં તે પાછો રોવા માંડે છે, અને આ ઘરથી આ ઘર એમ નિરાધાર બાળક માડી માડી કહી રડતો, શેરીએ શેરીએ ભટકે છે. ઠામ ઠેકાણા અને માબાપ વગરના અનાથ બાળકને રોતો જોઈ નમ્રની નમ્રતાવાળી નીતીવાન નારીઓનાં નિર્મળ અંતઃકરણ ભીંજાઈ જાયછે, અને તેનું માડી માડી કહીં હેબકી હે.

બકીને હૃદયા ફાટતે રોવું જોઈ બીજા માણસોની આંખો-માંથી આંસુની ધારાઓ છુટવા માંડે છે.

રસ્તામાં રખડતા બાળકની દયા લાવી કોઈ સ્ત્રી પોતાને ઘેર લેઈ જઈ ખાવાને સુખડી અને પીવાને નિર્મળ પાણી આપે છે, બાળક સુખડી સામું જોઈ પોતાની મા સામું જોવા જાય છે, પણ તેને નહીં દેખતાં પાછો નિરાશ થઈ રડવા માંડેછે, પેટ કુટવા માંડેછે અને પૃથ્વી ઉપર આળોટી પડે છે; વળી તેની માના જેવી કોઈ સ્ત્રી નજરે પડે છે એટલે ઉભો થઈ તેની પાછળ ચાલવા માંડે છે, તેને જોઈ રસ્તામાં નગર નિવાસી પૂરૂષ અને સ્ત્રીઓ નિ-રાધાર જાણી તેને પોતાને ઘેર તેડી લાવી આસનાવાસના કરેછે, કોઈ વિવિધ પ્રકારનું જમવાનું આપેછે, કોઈ શિતળ પાણી પાય છે, કોઈ વહાલ ધરી સારૂં વસ્ત્ર પહેરાવે છે, અને કોઈ તેનાં જેવડાં બાળક એકઠાં કરી તેને ભેગો રમાડે છે; એમ અનેક યત્નથી માબાપ વિનાના મહા દુખી-યારા બાળકને કુંતલપૂરના સર્વ લોકો દયા દ્રષ્ટીથી સારી રીતે સંભાળ લેઈ ઉછેરવા લાગ્યા.

હવે બાળકની બાલ્ય ગુજરી જતાં તેની દુર્બળ અવસ્થાથી ઘેર ઘેર માતાઓ થઈ. યુવાનથી વૃદ્ધાવસ્થા સુધિના પુરૂષો પુત્રથી અધિક પ્યાર રાખી હિત ચાહે અને બાળકની ઉમ્મર લાયકનાં બાળકો બંધુ સમાન ગણી વિવિધ રમ્મત કરી રમાડે. સાયંકાળે શહેરમાં બાળક જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં સર્વે સ્ત્રી પુરૂષો પોતાને ઘેર તેડી, સ્નેહ પૂર્વક ખોળામાં બેસારી ગાલે બકિયો કરે, ઉષ્ણ જળથી સ્નાન કરાવે

અને રાત્રિ ભાવતું ભોજન કરાવી સજ્જત પાથરી આપી સુખાળવો કરે. એ રીતે આખા શહેરમાં જ્યાં જ્યાં જઈ ચડે ત્યાં ત્યાં અતી આદર સત્કાર પુર્વક સેવા કરી પોતાનો હોય તે પ્રમાણે ગણી સૌ શાંતી પમાડતાં; અને એથી કરી ગુજરી ગયેલ ધાવનું સ્મરણ હવે બાળકના દિલમાં ઉગી આવતું નહોતું અને તેના દિવસ આનંદમાં નિર્ગમન થતાં આંચકો ખાતા નહોતા.

રમતાં રમતાં બાળક કોઈની સાથે ક્રોધ કરતો નહોતો અને તેમાં બ્રાહ્મણ, વાણિયા, અને ક્ષત્રિ શિવાય અન્ય વર્ણના છોકરાઓનો પ્રસંગ થોડોજ પાડતો હતો, રમ્મતમાં વખતે બ્રાહ્મણના પુત્ર અઘટિત વચન કહે તોપણ તે શાન્ત પણેથી સાંભળી રહેતો હતો. જો કે તે ફક્ત બ્રાહ્મણના છોકરાઓ સાથે એક ગરિબ ગાયના જેવી વર્તણુક ચલાવતો હતો, તોપણ અન્યવર્ણના છોકરાઓમાં તો તે એક છોકરો સિંહના જેવો હતો. કાનને મિઠાસ ઉપજે એવી મધુરી વાણી થોડી પણ જુસ્સા બંધ બોલતો હતો. તેના ઉમ્મરના પ્રમાણમાં તે અતિ ગ્નાની હતો. ઈશ્વર સંબંધી ગ્નાનની વારતાઓમાં તે પોતાનું લક્ષ પ્રેર્યું રાખતો હતો. તે ઈશ્વર ઉપર અચળ વિશ્વાસ રાખતો હતો અને તે સન્યાસી બ્રહ્મચારી આદિ માહાત્મા પુરૂષોની મન માનતી બનતી સેવા કરવામાં એક નિષ્ટાથી આધિન રહેતો હતો.

રતિપતિના અવતાર સમાન જેની કાયા કાંચનના જેવી છે, જેના માથાના કેશનો રંગ કાંચનના રંગને કોરે રાખે એવો છે, જેના મૂખની કાન્તી અનેક અરૂણના તેજના

અંબાર જેવી મનહર છે, જેનું વિશાળ કપાળ આસો મહીનાની પુનેમના ચંદ્રમા જેવું ચળકી રહ્યુંછે, જેના નયન મેઘના ધનુષ્યાકારે કર્ણ સુધી લાંબા ગયેલાંછે, જેનાં લોચન ત્રસ્ત થએલ મૃગના બાળના જેવા તેજસ્વી ને ચંચળ છે, જેનું નાક પોપટના જેવું અણિદાર છે, જેની બેબે ભુજાઓ ઢીચણથી પણ ઢળકતી છે, જેના શરીરનો સઘળો બાંધો ઘણો નકસીદાર ને નામી છે, અને જેની ચાલ, મદોન્મત હાથણી ચતુર હંસ અને કેસરીસિંહની ચાલને લજ્યા પમાડે એવી છે, એવો લોક પ્રિય ઉગ્ર કપાળી આનંદી બાળક એક દિવસે તે શહેરના રાજાના મૂખ્ય પ્રધાન નામે દુષ્ટબુદ્ધિના મંદીર આગળ રમતો રમતો જઈ ચઢયો તે વખતે વિદ્યામાં ભરપૂર, ક્રિયામાં કુશળ, સત્યવાદિ અને સર્વ ઈંદ્રીઓને સ્વાધિનમાં રાખનાર એવા સકળ ગુણ ગણાલંકૃત મોટા રૂશીશ્વરો મધ્યેના જે જે બ્રાહ્મણો આવી ચઢે તેમને દુષ્ટબુદ્ધિ પ્રધાન દેખાદેખી પોતાને ઘેર રોજરોજ અતિ આગ્રથી આગતા સ્વાગતા કરી ભાવથી ભોજન કરાવતો હતો.

દુષ્ટબુદ્ધિ પ્રધાન જોકે તે ખરેખરો નિચ પ્રકૃતીવાળો હતો પરંતુ કુંતલપુરના ધર્મિષ્ટ રાજાને લીધે તેને આ પ્રમાણે લોક દેખાડાનો ઉપલો ડોળ રાખવો જોઈતો હતો. જેમ હાથીના દાંત ચાવવાના બીજા છે અને દેખાડવાના બીજા છે, તેમ ખળ પુરૂષનું બોલવું ચાલવું અને રીત ભાત જો કે બતાવવામાં રીત મુજબ વ્યાજબી લાગે છે, પણ અંદરખાનાની એક જુદીજ તરેહની આવડથી

તેને કળી શકવો એ કાચા પોચાનું કામ નથી. તે પ્રમાણે દુષ્ટબુદ્ધિ ધર્મનો ડોળ સરવેને બતાવતો હતો પણ અંદરના અવગુણ કોઈ જાણતું નહોતું.

તે દિવસે કેટલાક ત્રિકાળ જ્ઞાની રૂષેશ્વરો દુષ્ટબુદ્ધિને ઘેર અભ્યાગત થઈ આવ્યા. તે વખતે માબાપ વગરનો નિરાધાર બાળક ત્યાં આગળ રમતો હતો રૂષેશ્વરોએ ભોજન કરતાં તે બાળકનું મોઢું જોયું, શરીરની આકૃતી છેટેથી તપાસી અને બહુજ ખુશી થયા, તેઓ ગુપ્ત રીતે અરસ પરસ વાતચિત કરવા લાગ્યા કે આગળ ઉપર આ બાળક આ નગ્રનો અવશ્ય માહારાજાધિરાજ થશે.

તે દિવસે રૂષિયોને દુષ્ટબુદ્ધિયે પોતાને ઘેર આદર સત્કાર આપી રાત્રી રાખ્યા. બિજે દિવસે પ્રાતઃકાળે સ્નાન સંધ્યા આદિ ષટ્કર્મ કર્યા પછી તેમને દુષ્ટબુદ્ધિયે ભિન્ન ભિન્ન જાતના ભાવતાં ભોજન કરાવ્યાં, અને તે ઉપર સુંદીર વસ્ત્ર આભુષણ ને દ્રવ્ય દક્ષિણામાં આપી પુજા કરી બ્રાહ્મણોને બહુજ સંતોષ ઉપજાવ્યો, એટલે બ્રાહ્મણોએ તેના બદલામાં આશિર્વાદ આપ્યો કે "હે મોટા ભાગ્યવાળા કુંતલપુરના મૂખ્ય પ્રધાન, તમે દિર્ધાયુશ પામો, સુખિયા થાઓ, પશુ પુત્રને દ્રવ્યની વૃદ્ધિ પામો અને સર્વદા સ્નેહ પૂર્વક શંકરનું સ્મરણ કરો" એમ કહી પાછી સુચના આપી કે કાલે જે અતી વિચિક્ષણ રૂપવાળો, પવિત્ર બુદ્ધિવાળો, પૂર્ણ પ્રતાપી અને ભવ્ય ભાગ્યશાળી બાળક આંહી રમતો હતો તે જાતે કોણ છે? કયા દેશનો રેહેવાશી છે? અને કોનો પૂત્ર છે? તે યથાસ્થિત સાચે સાચું કહી

સંભળાવો.

દુષ્ટબુદ્ધિયે પ્રત્યુતર આપ્યો કે, એ માબાપ વિનાનો અનાથાર ગુણરહિત બાળક, આ મોટા નગ્રમાં કંગાલિયત હાલતમાં આડો અવળો ભટકી, કાગડા કુતરાની માફક કટકો રોટલો પેદા કરી પેટનું પોષણ કરે છે, તે જાતનો કોણ છે, મૂળ ક્યાંનો રેહેવાશી છે, અને તેનો બાપ કોણ છે, તેની ખબર નથી; પણ આ નગ્રમાં તે એક વરસ થયાં આવી દુખીઆરી અવસ્થામાં ભટકે છે, અને તે બધાં મળી ચાર વરસ થયાં આવેલો છે એમ લોકો કહે છે. એ સાંભળી રૂષિઓએ કહ્યું કે હે દુષ્ટબુદ્ધિ પ્રધાન, એ બાળકનું અતિ ઉગ્ર ભાગ્ય છે, એનાં શરિરના સુચિન્હ તેની ભવિષ્યની નિશાની આગળથી બતાવી આપે છે, વળી તે તમારી સર્વ સંપત્તિનો માલેક, તમારી પુત્રિને વરનાર, અને આ નગરનો અધિપતિ આ બાળક અવસ્ય થશેજ, માટે તમે તેની સંપૂર્ણ સ્નેહ યુક્ત સારી રીતે રક્ષા કરજો. એમ કહી રજા લઈ ત્રિકાળજ્ઞાની રૂષેશ્વરો વિદાય થયા.

એ સાંભળી દુષ્ટબુદ્ધિને મહા ખેદ પેદા થયો, તેનું મન આકુળ વ્યાકુળ થવા લાગ્યું, તેના મનોવિકાર તોફાની સમુદ્રનાં મોજાની માફક તાજા થયા, તેના કઠોર હૃદયમાં ચિંતારૂપી ઝેરી બિજ રોપાયું, તેના મોંઢા ઉપર ફિકાસનો રંગ ઉગી નીકળ્યો અને સારી વાત અગર જમવાને અન્ન પણ અણગમાં થઈ પડ્યાં. તેણે એવો દ્રઢનિશ્ચય કર્યો કે રૂષિયોનું વાક્ય વૃથા કરવા હવે જે પાકો બંદોબસ્ત કરવો તેજ ખરેખરો અગત્યનો છે. બંદોબસ્તનો તાત્પર્ય એટલોજ

છે કે જો હું એ નિરાધાર બાળકને મારી નંખાવું; તોજ મારા મનને સુખ અને શાંતી થાય, તોજ મારા મનની ચિંતા અને વ્યાધી જાય, તોજ અંતરમાં અગ્નીના ભડકા ઉભરાતા શાંત થઈ મનમાનતું ભોજન ભાવે, અને તોજ સર્વે કાર્ય સિદ્ધિ થાય, પણ જો તે જીવતો રહેશે તો, મારૂં નામિચું કૂળ બોળાઈ જશે, મારા પુત્ર પરિવારનો પરાભવ થશે, સર્વ સંપતાનો ક્ષય થશે, મુને કોય ત્રણાને તુલ્ય પણ ગણશે નહીં, અને મારાં માન પ્રતિષ્ટા મંદ પડતાં જન્મારાની આબરૂને એબ લાગશે, માટે મારવો, મારવો અને મારવો, કદિપણ જીવતો રાખવોજ નહીં. આ પ્રમાણે અંતરમાં એક પણ અંદેસો આણ્યા વિના વગર આનાકાનિયે આવું અઘોર કૃત્ય કરવાને તેણે વધતો નિશ્ચય કર્યો.

જેની ઇચ્છાથી આખું જગત લય અને ઉદય થાય છે, રવિ શશિ ગ્રહ, અગ્નિ, વાયુ, જળ જેની આજ્ઞામાં વર્તેછે, જેની દયાથી ત્રણનો મેરૂ અને મેરૂનું ત્રણ થાય છે, જેની કૃપાથી શત્રુ હોય તે મિત્ર થાય છે. સાપ હોય તે રસી થાય છે અને અગ્નિના અંગારા ગુલાબના પુષ્પ જેવા થઈ ઠંડક કરેછે, જેની અતી અકળ લીલા છે, જેની માયાનો કોય પાર પામેલું નથી, જે નિરંજન નિરાકાર, સૃષ્ટિનિયંતા, સર્વે વ્યાપક, અંતરયામિ, અનાથ બંધુ, ભક્તવત્સળ આદિ અનાદિ એવા પૂર્ણબ્રહ્મ પરમાત્માનું રટણ જેના હૃદયમાં રાત દિવસ રમિ રહેલુંછે, જેને ઊંચે આકાશ અને નિચે પૃથ્વીનો આધાર છે, જેના રક્ષણાર્થે ઇશ્વરની કૃપા આધિન થઈ રહેલી છે,

જેને સગા વહાલામાં સાથે દયા ધર્મને સતસતા છે, અને જેની સેવા કરવા સુમતી સાથે દાસી થઈ રહેલી છે, એવા પરમ ભક્ત બાળકને બિન તકસિરે જેણે હણવાનું કામ હાલને વખતે માથે લીધું તેને નેક ન્યાયાધિસની અવની રૂપી અદાલતમાં, ગુણદોષ ઉપર સુરત રાખી, નિર્દોષીને સર્વે સંકટમાંથી બચાવી લેઈ, કેટલેક દરજ્જે શ્રેષ્ટ ફળ આપ્યું તે, અને અપરાધિને તેનાં અવળાં કૃત્ય કરવા બદલ આપત્તિ અને બ્યાધિની વેદનામાં કેટલે દરજ્જે ડુબાવી દીધો, એ બાબતનો વખાણવા લાયક બાજબી ફેંસલો અપક્ષપાત પણેથી જે ઇશ્વરે આપ્યો તે જોવાનું છે.
દુષ્ટબુદ્ધિએ એક અગોચર જગાએ નિર્દય અને દુષ્ટ, જે દેખીતા રાક્ષસ રૂપ છે, એવા ચંડાળોને બોલાવ્યા અને તેમને કહ્યું કે આપણા નગરમાં જે માબાપ વગરનો બાળક હમણાં આવી રહેલો છે, તેને અઘોર અરણ્યમાં એકાંત સ્થળે લેઈ જઈ, કોઈ નજાણે તેમ એકદમ મારી નાખો, અને તેને મારી નાખ્યાની નિસાની મુને લાવી બતાવો એટલે ગામ, ગરાસ દ્રવ્ય અને વાહન જેજે તમે માગશો તે હું આપીશ. માટે આ કામ સત્વર જઈ આજ ને આજ કરી આવો. વળી નગ્રનો રાજા પરમેશ્વરનો પૂર્ણ ભક્ત છે, તે જો આ બાળકને મારી નાખ્યાની વાત જાણશે તો આપણ સર્વને ગરદન મારશે; માટે આ કામ દયા લાવ્યા વિના છુપી રીતે કરી આવવાનું છે.

એ પ્રમાણે દુષ્ટબુદ્ધિએ અઘટિત અને અઘોર કાર્ય કરાવવાની ગોઠવણ કરી; સંતોષ પામતો પોતાને ઘેર ગયો,

પરંતુ માહા પાપીએ એમ નહીં જાણ્યું કે પરમેશ્વરના ભક્તનો બિન તકસિરે પરાભવ થવો મહા મુશ્કેલ છે.

વર્ષાઋતુમાં મોરના મધુર અવાજ કાનને આનંદ ઉપજાવે છે, અને તેનો રંગ બેરંગી ચેહેરો નેત્રને શાન્તિ પમાડે છે, આ પ્રમાણે તે એક સુંદિરતાનું સ્વરૂપ સર્વ સૃષ્ટીને બતાવે છે, પરંતુ તેનો આહાર જેમ સર્પ છે; તેમ લુગડાં ઘરેણાથી શરિરના સુશોભિત દેખાવથી અને બોલવાની ચંચળાઇથી જે એક ધર્મવાન, વિવેકી અને વિદ્વાન સર્વ જગતને ભાષે છે, પણ અંદરના ગુણ જોતાં તે તદન ગુણ રહીત, અવિદ્વાન અધાર્મિક, દંભિ શેખીખોરને શઠ છે; જો કે બિજા માણસને દેહ પડતાં સુધિનું નુકશાન થતું હોય અને તેમાં લવલેશ માત્ર પોતાનો સ્વાર્થ રહ્યો હોય તો, તેમાં પણ અવળું આચરણ આચરવા જે પાછું પગલું ભરવાનું પરિયાણ કરતો નથી. જે મોઢા આગળ મીઠું બોલે છે, અને પાછળથી પરાયાની આગળ ખોદણી કરવા ખામી રાખતો નથી, જેમ કુતરો રોટલાના કટકા ખાતર ભોંય સુઈ પુંછડી હલાવી પેટ બતાવી અગણિત ગેલ કરેછે તેમતે તેના ઉપરીની આગળ આજી પૂર્વક લટુડાં, પટુડાં કરી લાળ ચાટતો અને જે કહેતે હાજી હાજી કરી આધીન રહેતો પોતાની ફરજ વિનાના પરાયાં વગર પરોપકારી સ્વાર્થ વાળાં ઉદર નિમિત્ત અવળાં કાર્ય ખસુસ રીતે કરવા ખાએશ ધરાવી કાગડા, કુતરા, અને કાફરની માફક કટકો રોટલો પેદા કરી મહતત્વતા અને માન માને છે. જે બીજાનું સુખ અને સંપત્તિ વગેરે સારૂં દેખી

દિવસ અને રાત અફસોસ રાખતો પ્રસંગ મળેથી આ-ફતનું વાદળું તેના ઉપર આણવા અનેક યત્ન કરવા આતુરતાથી ઇરાદો રાખે છે. સુંડનો ગાંગડો સ્વાધીન થતાં ગાંધી એવું નામ ધરાવનારની માફક જે અલ્પજ્ઞાન છતાં સર્વજ્ઞ છું એમ ફાંકો ધરાવે છે. જે સંબંધી સુજ્ઞ પુરૂષો અને સદ મિત્રોનો શત્રુછે. જે ચડતાની પડતી કરવામાં પુર્ણાનુભવી છે, જે અયોગ્ય કામમાં ઉત્તેજન આપનાર દુર્જનોનો મિત્ર અને વંઠાઈ ગયેલાનો વાલેશરી છે, જે ચોવટીઆ, ચરસુઆ, નિંદાખોર, અસત્ય ભાષી, પ્રપંચી અને હરામી માણસનો હેતસ્વી છે, જે પાપને ગણકારતો નથી, વ્યભિચારમાં વાંધો લેતો નથી, સાધુ સંતની અવજ્ઞા કરવા આંચકો ખાતો નથી, અને જે ઈશ્વરનો ડર મુદલ રાખતો નથી, વળી જે સદાચરણની સુચના કરી દુરાચર-ણમાં ડુબ્યો રહેછે, જે ઉપરના ડોળથી સુધારાનો સાથી છું એમ બતાવી અંદરખાને અનાચારનો અનુભવ કરનારો છે, જે મોઢે મીઠામીઠા શબ્દ બોલી લોક પ્રીય થાય છે, પણ પેટમાં હળાહળ ઝેર ભરેલું છે, જે ઉપરથી ધર્મને ધારણ કરનાર અને આસ્તિકપણું બતાવેછે. પણ ભિ-તર નાસ્તિક અને ધર્મ રહીત છે, જે અન્ય વનિતા અને અન્યના દ્રવ્યની વાંચ્છના રાખનાર છે. જે નાની ઓઝરી વાળોછે, જે પક્ષપાતી છે, જે રૂસ્વતખોર છે, જે બુઢાને પણ ટુંકારો દેઇ બોલાવે છે અને આપ સમાન અક્કલવાન કોઈ નથી, એમ અમલના મદમાં આંધળો થઇ ગયેલો છે, એવા અતી ક્રોધી, અદેખા દુષ્ટ બુદ્ધીએ

જે બાળકની ઉપર નગ્રના સર્વે નરનારીનો સંપૂર્ણ સ્નેહ છે, તે પામ્મર બાળકનો વધ કરવાની અતી અભાગ્યા પ્રધાને ઇચ્છા કરી.

ચંડાળોને પૂર્ણ આનંદ થયો. તેઓ મનમાં વિચાર કરવા લાગ્યા કે, એ નમાબાપા બાળકને વનમાં મારી નાખવાના સહેલા કામમાં આપણને અતી ઉતકૃષ્ટ ફાયદો થશે એમ હર્ષ પામતા પોતાને ઘેર ગયા. બિજે દિવસે ઠરાવ પ્રમાણે પ્રાતઃકાળે રસ્તામાં જ્યાં બાળક શંકરના દેરામાં ઉભો ઉભો શંકરની સ્તુતી કરતો હતો, ત્યાં પાંચે ચંડાળે હથિયાર બંધ આવી એકાએક અણચિંતવ્યો તેને ઉપાડી લીધો બાળક રોવા લાગ્યો. પણ મોઢા આડો લુગડાનો ડુચો દીધેલો જેથી કોયને કાંઇ પણ ખબર પડી નહીં અને ચંડાળો બાળકને ગુપ્ત રીતે સંતાડી અઘોર વનમાં લેઇ ગયા.

જ્યાં અનેક જાતનાં પંખિયો સ્થળે સ્થળ વિવિધ પ્રકારની વાણી બોલી રહ્યાંછે જ્યાં વાઘ વરૂ, રીંછ,વાંદરાં, હરણીયા અને શિયાળનો સુમાર નથી, જ્યાં વિવિધ વૃક્ષની ઘટાથી સુર્યનારાયણ મુદલ દેખાતા નથી, જ્યાં નિર્મળ પાણીના ઝરણ ખળખળ થતાં વહેછે. જ્યાં અનેક જાતનાં સુકાં ફળો વૃક્ષથી નિચે પડેલાંછે, જ્યાં કેવડો માલતી, ગુલાબ, ચંપો અને જુઇના પુષ્પની સુગંધી ફેલાઈ રહેલી છે, જ્યાં મંદ મંદ પવનની લહેરો આવી રહેલીછે અને જ્યાં કોય પણ મનુષ્ય જાતી નજરે પડતી નથી એવું વન જોઇ બાળકની વૃત્તી ઉદાસ થઇ ગઇ,

એટલામાં એક સુંદિર સરીતા આવી તેમાં બાળકે પાણી પી તરસ મટાડી અને રમવાને સારૂ એક સાળીગરામ હાથમાં લીધો. જે દુષ્ટો તે વખતે યમના દુતના આકારે માહા કાળના કાળ જેવા જણાતા હતા તેઓ, જ્યારે બાળક સાળીગરામને અત્યાનંદે નદિમાં નવરાવતો હતો, મોંમા નાંખતો હતો, પાઘડીમાં બાંધતો હતો, છાતી સાથે દાબતો હતો અને એકી દ્રષ્ટે જોઈ હથેળીમાં રમાડતો હતો. ત્યારે વિજળીના ચમકારા જેવાં, અને સુર્યના તેજથી બમણા ચળકાટ વાળાં હથિયારો ખુલ્લાં કરી એકદમ બાળકનો વધ કરવા દોડ્યા આવ્યા. આ ચંડાળો મુને શું કરશે, તેનો કાંઈ પણ ભય રાખ્યા વિના બાળકનું ચીત્ત સાળીગરામ સાથેના સ્નેહમાં પરમ લિન થઈ ગયું હતું, અને આ પ્રમાણે તેના અચળ વિશ્વાસથી ઈશ્વરે તેની સહાયતા કરી જે એકે આ વખતે ચંડાળોના નિર્દય અંતઃકરણમાં દયા રૂપી અસરનું સાધન ઉગી નિકળ્યું.

### વિશ્વાસ વિશે શાર્દુલ વિક્રિડીત છંદ.

વિશ્વાસે વ્યવહાર વિશ્વ વધતો, વ્યાપી રહ્યોછે હરી;
ચાલે ઈચ્છિત તંત્ર આ જગતનો, તેથી મુખ્યત્વે કરી.
વ્યાધી આપત કષ્ટ કલેશ દીલથી, કોડે પ્રભુ કાપશે;
આસ્થાથી સુખ સંપતી પ્રભુસદા, પ્રીતી થકી આપશે. ૧
જેને છે વિસવાસ પૂર્ણ પ્રભુનો, નીત્યે પ્રભુ સ્હાયછે;
વશ્વાસે મનકામના સફળ સૌ, સારી રિતે થાયછે;
વિશ્વાસે જગનો પતી સરવદા, દે સિદ્ધિ શોભાવશે;
આસ્થાથી સુખ સંપતી પ્રભુસદા, પ્રીતી થકી આપશે.

વિઘ્નો જો કદિ લાખ આવિ નડતાં, નીરાસ ના થાયજે;
સંસારે સુખ લેઇને સ્વરગમાં, સ્નેહે પછી જાય તે;
વિશ્વાસે પ્રભુ પ્રીતથી જગતમાં, સારી સ્થિતી સ્થાપશે;
આસ્થાથી સુખ સંપતી પ્રભુ સદા, પ્રીતી થકી આપશે. ૩

જેના ઉપર ઇશ્વરની પુરણ દયાછે એવા બાળક ઉપર પાંચે ચંડાળ, ઉઘાડાં હથિયાર ઉગામતા આવી ઉભા રહ્યા, અને હથિયાર હેઠાં મુક્યા શિવાય, મનહર ચંદ્રના પ્રકાશ જેવા મુખવાળા બાળકનો અંત આણવા ઉગામેલ હથિયારે પ્રથમ ઘા કરવા એક બિજાસામુ જોવા લાગ્યા, પણ કોય ઘા કરી શક્યું નહી; એટલે તે માંહેનો એક પોતાના દિલમાં દયા લાવી બોલ્યો કે, ભાઇઓ; દુષ્ટ બુદ્ધિયે આ સકોમળ બાળક જેને પૂરૂં બોલતાં પણ આવડતું નથી, અને જે માબાપ વિનાનો દીન અને દયામણોછે, તેને વિના અપરાવે મારવાનું કામ જે આપણને સોંપ્યું છે તે આપણે ઉદર નિમીત કબુલ કરી પોતાની ફરજ બજાવવા આટલે સુધી આવ્યા છઇએ, અને તે કામ કરવાની તૈયારીમાં છીએ પણ તે કયા ભવનાં ખાતાં બાંધવા કરિયે છીએ, તેનો વિચાર કરવાનો છે.

## ગીતી.

પરલોકે પિતુ માતા, સ્ત્રી સુત ન્યાતી અને વળી સ્નેહી;
કો નહી સ્હાય કરે પણ, સ્હાય કરેછે ખરો ધરમ જેહી. ૧

એટલું તો નિશ્ચે છેકે, પુર્વ જન્મનાં અતી અઘોર કાર્યના પ્રભાવથી આ જન્મમાં આપણે આવિ અધમ સ્થિતીની યોગ્યતાને પામ્યા છીએ, અને તેમાં વળી એકલા

અનાથ બાળકને આ વનમાં મારી નાખવાનું અઘોર પાપ કરીશું તો, આવતા જન્મમાં પાછી કેવી અધમ સ્થિતીને પામીશું ?

## ગીતી.

મિત્ર અને વિશ્વાસી, આશ્રિત જનને અન્ન જમિયે તેનો;
નિર્દોષીનો નેહે, દ્રોહ ન કરવો સદાય તો કેનો. ૧

આ કામ આપણે કોને વાસ્તે કરિયે છીએ ! શું મા બાપ બાઈ બેન છોકરાં સ્ત્રી આ અઘોર કૃત્યનો હિસ્સો પોતાને માથે રાખનાર છે ? ના કદી નહીં, એતો કરશે તે ભોગવશે, અને ખાશે તે ધરાશે, ત્યારે આવું પાપ આપણે શા વાસ્તે કરવું જોઇએ ! શું બીજા ઉદ્યમથી આપણું ઉદર નહીં ભરાય ? અરે જ્યારે આ લોકની વાંચ્છના છોડી આત્મા ચાલ્યો જશે, ત્યારે સગાં સંપતી કોય સાથે આવવાનું છેજ નહીં, અને નિતી માર્ગે ઈશ્વરની અચળ ભક્તી વિના ત્યાં કોય સહાયતા કરે એમ નથી, માટે આ નિચ કૃત્ય આ વખતે આપણાથી ન બને તો સારૂં, એમ કહી દુખ લગાડી નેત્રમાં આંસુ આણી હાથ ઘસવા લાગ્યો અને છાતી માથું કૂટી પશ્ચાતાપ કરતો ઈશ્વરની આરાધના કરવા લાગ્યો, અને દૂષ્ટ બુદ્ધિને બેહદ ધિઃકાર કરતો, ગાળો દેઈ અવખોડવા લાગ્યો.

એ જોઈ સાથેના ચંડાળોએ પોત પોતાનાં હથિયાર મ્યાન કર્યાં; અને બાળક સાથે સંપૂર્ણ સ્નેહ બતાવી, કરેલ પાપનો પશ્ચાતાપ કરતા, સૌ ઈશ્વરનું સ્મરણ કરવા લાગ્યા.

### વસંત તિલકા છંદ.

શાસ્ત્રો પુરાણ પડતાં, નવ પાર પામે;
કિર્તી કૃપાળુ કથતાં, વિધિના વિરામે;
સ્નેહે સદા વિમળેશ, પછી વાણિ ગાયે;
હે ઈશ હેત તુજ સા, ગર ના સમાયે. ૧

હવે પાંચે ચંડાળ બાળકનું સુંદિર સ્વરૂપ જોઈ વિચાર કરવા લાગ્યા કે, જો આ બાળકને આપણે મારી નાખીશું. તેની ખબર રાજાને થશેતો આપણ સર્વેની કમબખ્તી સમજવી. તેમજ બાળકને જીવતો રાખીશું તો, ઠરાવ પ્રમાણે દ્રવ્ય મળવું મુસ્કેલ, વળી દૂષ્ટ બુધ્ધિને અતી દુઃખ લાગશે, અને આપણને જીવત પરિયંત કાયર કર્યા કરશે, માટે છેવટ ઉપાય ઈશ્વરનો ડર રાખી નિરાશ્રિત બાળકની દિન દશા ઉપર નજર કરતાં એજ છે કે, એને ડાબે પગે છ આંગળીયો છે માટે વધારાની આંગળી કાપી લેઈ જઈ પ્રધાનને બતાવવી એટલે તે ખુશી થઈ આપણને ઠરાવ પ્રમાણે દ્રવ્ય આપશે.

પાપથી અનેક વિઘ્ન અણચિંતવ્યાં આવી પડેછે, પાપથી દુખીઆરી અવસ્થા શાંત થઈ સહેવી પડેછે, પાપથી શત્રુનું જોર વૃદ્ધી પામેછે, પાપથી આયુષ્યનો ક્ષય થાય છે, પાપથી લક્ષ્મિ નાશ પામેછે પાપથી ધર્મ પલાયન થઈ વ્યાધિ, આપત, કલેશ ને દાળિદ્ર આવી ઘરમાં વાસો કરેછે અને પાપના બંધનથી ભવબંધનના ભારે ભાર ભોગવવા પડેછે, વળી પાપથી સુકૃત સર્વ નાશ પામે છે અને તેથી ઈશ્વરની અકૃપાની વૃધ્ધિ થાયછે, માટે

આ બાળકને મારી નાખવાનું કામ મનુષ્ય જાતીના વધનું પાપ સર્વથી મોટું છે, અને આ વખતે તેને જીવતદાન આપવું એ મહા પુણ્યનું કામ છે.

**વસંત તિલકા છંદ.**

વિદ્યા સમાન નથિ લોચન ચારૂ જાણો;
ના સત્ય યોગ્ય જુગમાં તપસ્યા પ્રમાણો;
ના દૂઃખ અન્ય અવની વ્યભિચાર જેવું.
એકે ન પુણ્ય ઉપકાર કરાય તેવું. ૧

આ પ્રમાણે જેના અંતઃકરણ અતી કઠોર છે, જે હમેશાં પાપ કરતાં પાછું વાળી જોતા નથી, જે દયા એ શું છે, એમ સમજતા નથી, અને ઈશ્વર કોણ છે તથા તેનો ભય તે કેવો હોય તેની જેને કાંઈ પણ ખબર નથી એવા રાક્ષસ રૂપ ચંડાળોને ઈશ્વરની પ્રેરણાથી આ વખતે જ્ઞાનનો ઉદય થયો, અને આ મહા પાપ કરતાં તેઓની વૃત્તિ બદલાઈ ગઈ, અહોહો ઈશ્વર કૃપાથી શું ન થાય!

છેવટ તેઓએ એ નિશ્ચય કર્યો કે, તેના જમણે હાથે જે છ આંગળીયો છે, તેમાની છેલી વધારાની આંગળી કાપી લેઈ જવી એ બહેતર છે, એવી ધારણાથી તેઓ બાળક પાસે આવ્યા. એક જણે બાળકને આડી અવળી વાતે ચડાવ્યો, બીજે જણે તેને ખાવા સારૂ થોડાં ફળ આપ્યાં એવામાં ત્રીજે જણે આવી અતી ત્વરાથી છરાવતે એક આંગળી કાપી લીધી અને બાળકને રોતો કળકળતો વનમાં એકલો મૂકી ચંડાળો ઉતાવળા ઉતાવળા નગ્ર તરફ વાળ્યા. ચંડાળો નગ્રમાં આવી પ્રધાનને મળ્યા અને બા-

ળકને મારી નાખ્યાના ચિન્હમાં કાપી લાવેલ આંગળી બતાવી દૃષ્ટબુદ્ધિયે ચંડાળોને સરત મૂજબ દ્રવ્ય આપ્યું, તે લેઈ તેઓ ખુશી થતા પોત પોતાને ઘેર ગયા.

રૂષિઓની વાણી મિથ્યા થઈ એ જોઈ દૃષ્ટબુદ્ધિ પરમ સંતોષ પામ્યો, અને સર્વ બ્રાહ્મણની નિંદા કરવા લાગ્યો તે બોલ્યો કે, "પશુવત સ્થિતીના અધમ, વેદ ભણી જાણનાર મોકળા દાંતવાળા, સમજણ વિનાના અસત્ય ભાષિ, મદ્યપાનીની માફક વિશેષ બકવા કરનાર, પરાયાં અન્ન જમનાર, દાન લેનાર, વનમાં ફળ ફુલની શોધ કરી વલ્કલ પેહેરી વનમાં રેહેનાર, લાજ મર્યાદા વિનાના, બેભાની બુદ્ધિના બારદાન એવા બ્રાહ્મણોએ બિચારા ગરીબ બાળકને વિચાર કર્યા વિના મારૂ ધન ભોગવનાર કહી તેનો જીવ લેવરાવ્યો." આ પ્રમાણે બોલી આનંદ માનતો રૂષિઓને અવખોડવા લાગ્યો અને તે દિવસથી તેણે બ્રાહ્મણોની નિંદા કરવા માંડી અને તેમને ભોજન કરાવવું અટકાવ્યું.

જે કામમાં બાળકને સુળીની સજા થનાર હતી તે કામ ઈશ્વર કૃપાથી કાંટો વાગવાથી પાર પડ્યું. હવે ચંડાળો ચાલ્યા જતાં અઘોર વનમાં બાળક એકલો રહ્યો, જે ઠેકાણેથી આંગળી કાપી નાખવામાં આવી હતી, તે ઠેકાણેથી ઘણું લોહી નિકળવા લાગ્યું, આવું સખત દુખ તેની ઉમ્મરના પ્રમાણમાં અપાર હતું. દુખથી બેભાન બની બાળક લડથડીઆં ખાવા લાગ્યો, અને મા, મા, એવા પોકાર કરવા લાગ્યો. ભૂખ તરસ અને આંગળીની

પીડાથી બાળક વારંવાર પડતો જાયછે, રોતો જાયછે અને ચાલ્યો જાયછે. બાળક થાકીને લોથ થઇ ગયો એટલે બેભાન થઈ પૃથ્વિ ઉપર પડ્યો. જે પૃથ્વિ ઉપર પડ્યો પડ્યો હાથપગ ઘસેછે, જેનો કંઠ ગદગદ થઇ ગયેલો છે, જેની છાતી ભરાઇ ગઇછે, જેના નેત્ર પ્રાંતમાંથી ચોધારાં આંસુ ચાલ્યાં જાયછે જે અતી હૈયાફાટતે હેબકી હેબકીને મધૂરા અવાજે રોઇ રહેલોછે, જે રૂદન કરતાં એક ક્ષણવાર પણ વિસામો ખાતો નથી, જે મુખમાંથી માડી, માડી, એવા દયામણા શબ્દ ઉચ્ચારી રહેલોછે, જેના વિવિધ વિલાપ વનના પશુ પ્રાણિયોને શ્રવણે પડતાં તેઓ જેમ કાર્ગીઆના જખમથી શિથિલ થઇ રહ્યા હોય તેમ શાંતપણે સંકોચતાથી તેનું રૂદન સાંભળી રહ્યાંછે, જેના રૂદનથી કોયલ, મોર, હંસ, મેનાં આદિ અનેક પંખીયો જંખવાણાં પડી જઈ પોત પોતાના વિલાસ બંધ કરી વ્યાધિની વેદનામાં આવી પડ્યાં હોય તેમ સુન્ય થઇ બેઠાંછે, જેના દુખીયારા રૂદનથી આખુ વન રૂદન કરતું હોય, તેમ એક પણ વૃક્ષનું પુંખડું હાલતું ચાલતું નથી, જેની મુરછાથી આખુ વન ભયંકર દેખાયછે, સરવે દિશાઓ સુનકાર લાગેછે, જેનો રૂદન કરી કરીને કંઠ બેસી ગયેલોછે, જેના કંઠે પ્રાણ આવી ગયેલાછે, જેનો રૂદન કરતાં શ્વાસ રૂંધાઇ જાયછે, જે ઝાઝીવારે માત્ર મા મા એવો ઉચ્ચાર કરી રહેલોછે, અને જે પૃથ્વીની પથારી કરી મોતની અણી ઉપર પડેલોછે, તેની દયા આણી વનનાં પશુ પંખિયો દોડ્યાં આવ્યાં, તેની રક્ષા કરવા

બગલાં આસપાસ વિંટળાઇ વળ્યાં, હંસ, ચકોર, મેનાં, મોર, પોપટ વીગરે પંખિયો પોતાની પાંખો વડે બાળકની ઉપર છાંયા કરવા લાગ્યાં. કોયલ પોતાના નરના સમાન સાદ સાંભળી દોડી આવી, અને સરવે પંખિયો તેના દુઃખનું કારણ જાણે પુછતા હોયની, તેમ પંખિયોના ટોળે ટોળાં માથા ઉપર ભમવા લાગ્યાં, કેટલાંક પંખિયો પોતાની ચાંચ પાણિમાં બિજાવી આવી તેને શાંત પમાડવા શરીર ઉપર છંટકાવ કરેછે, કેટલાંક પંખિયો પાકાં મિઠા ફળ લાવી તેના મૂખ આગળ પડતાં મૂકેછે, એમ અનેક તરેહથી પશુ પંખીયો આસનાવાસના કરેછે પણ બાળક બેભાન થઇ ગયેલો છે.

એવામાં ચંદન નગરનો કુલિંદ નામનો રાજા જે મહા સત્યવાદી ને શુરોછે તે ત્યાં શિકાર કરવા આવી ચડ્યો, તેણે કંદર્પની કાંતી જેવા સકુમાર બાળકને પૃથ્વી ઉપર મહા દુખીયારી અવસ્થામાં બેભાન પડેલો જોઈ બહુજ દીલગીર થયો, તે એકદમ રથ ઉપરથી નિચે ઉ-તર્યો અને જોયુંતો તેને જમણે હાથે લોહી ચાલ્યું જાયછે, અને સ્વાસ કંડે આવી ગયેલછે એ ઉપરથી તેણે બાળ-કને ખોળામાં લેઇ શરીર અને મુખ ઉપર શિતળ પાણી છાંટ્યું એટલે બાળક સુદ્ધિમાં આવ્યો અને મા મા કહી રડવા લાગ્યો, કુલિંદરાજાને પુત્ર નહોતો તેણે "ચાલ તારી મા બતાવું" એમ કહી બાળકને સ્નેહ પૂર્વક ખોળામાં લેઇ સુવાર્યો અને રથમાં બેસી ચંદન નગર જવા પાછો ફર્યો.

કુલિંદરાજાએ રાજ્ય ભુવનમાં જઇ પૂત્રને પોતાની

સ્રી નામે મેધાવતીને સોંપ્યો. પુત્રને જોઇ મેધાવતીને એ-ટલો આનંદ થયો કે તે તેના અંતઃકરણમાં માઇ શક્યો નહી. પછી જખ્મ રૂઝાવવા અતી ઉત્તમ ઉપાય અનેક જણના કામે લગાડ્યા, અને ટુંકી મુદતમાં દુઃખની અ-વધ અસ્ત કરી.

પુત્રની વધામણીથી ચંદન નગરમાં ઘેર ઘેર આનંદ ઉચ્છવ થઇ રહ્યો, સઘળા દેશમાં જયજયકાર વાણી ફેલાઇ રહી અને રાજા, રાણીના સુખની શીમા છળીવળી. ભુત, ભવિષ અને વર્તમાન એ ત્રણે કાળના જાણવાવાળા બ્રાહ્મણોને બોલાવી, પુત્રની પ્રશ્નોતરી કરવા કહ્યું. બ્રાહ્મણો શરીરની આકૃતી જોઇ બહુજ ખુશી થયા અને બોલ્યાકે હે કુલીંધ રાજા તમારો પુત્ર ઘણો જોરાવર અને પરાક્-મી થશે, તેની સુકિર્તિની શ્રેષ્ટતાનાં વખાણ સકળ સંસા-રમાં સ્ફુરી રહેશે, તે પરમેશ્વરનો પુર્ણ ભક્ત થશે તે ઘણું સારૂં સુખ પામશે દીર્ઘાયુષ ભોગવશે. તેને માથે છત્ર ધરાશે, તે રામના રાજ્ય જેવું રાજ્ય ચલાવશે, અને તે પ્રજાના લાડપાળી તેનું પાળણ પોષણ પ્રીતી યુક્ત કરશે. આ બાળકના જન્મ ગ્રહથી અને શરીરના શુંદીર ચેહેરા-થી તથા તેની ચંદ્રની કાંતી જેવા મુખથી તેનું નામ ચં-દ્રહાસ પાડવું યોગ્ય છે માટે આજથી તેને ચંદ્રહાસ કહી બોલાવજો.

રાજાએ બ્રાહ્મણોની વાણી માથે ચઢાવી લીધી અને તેમનું કહેવું સત્ય માની રાજા રાણી પરમ હર્ષ પામ્યાં. કુલિંદ બ્રાહ્મણોને ભાવતાં ભોજન કરાવી વસ્ત્ર આભૂષણ

અને બહુ દ્રવ્ય દક્ષણામાં આપી તેમને સંતોષ પમાડી વિદાય કર્યા.

હવે કુલિંદરાજા સર્વ વાતે સુખીયો થયો, તેના મનોવિકાર સર્વે નિવૃત્તી પામ્યા, તેને માથેથી વાંઝીઆનું મેણું મટી ગયું, અને તેના મનની ધારણા ઈશ્વરે પરીપૂર્ણ કરી. આ પ્રમાણે નિતીધર્મને રસ્તે સુખનો સુર્ય ઉદય થતાં તેણે પોતાના દેશની સર્વ પ્રજાને, રાજી રાજી કરી મૂકી અને વિદ્વાન કવિયો, તથા ધર્મને રસ્તે એટલું દ્રવ્ય સુમાર્ગે અરચ્યું કે તેની ઉદારતાના પ્રભાવથી યાચકોને કલ્પતરૂની ગરજ મટી ગઈ.

સુક્લ પક્ષમાં દિન પ્રતી દિન જેમ ચંદ્રની કળામાં વધારો થતો જાયછે, તેમ ચંદ્રહાસનું દિવસે દિવસે શરીર અને સ્વરૂપ પ્રફુલિત થવા લાગ્યાં. તે વખતે નગર નિવાસીયોના દિવશ સુખ શાંતીમાં નિર્ગમન થતા હતા, કોયને કોય જાતની આપદા કે ઉપાધી નહોતી. સકળ પ્રજા પૈસે ટકે સુખી હતી, વરસાદની વૃષ્ટી મૂખ માગી થતી હતી. પૃથ્વી ઉપર પુષ્કળ પાક થતો હતો, બધી વન્સ્પતી નવ પલ્લવ થઈ રહી હતી. અને સઘળા દેશમાં સલાહ શાંતી હતી.

ક્ષત્રિના પુત્રને સાત વરસ થતાં સર્વે વિદ્યા ભણવી સરૂ કરવાનો અધિકાર છે, તે પ્રમાણે ચંદ્રહાસ સાત વરસનો થતાં તેને વેદથી વાકેફ થવા, રાજનીતી સીખવા, યુદ્ધની કળા જાણવા, દુનિયાદારીની ચાલતી રીતને અનુસરી કામ કરવા, સોળ વિદ્યા, બોતેર કળા અને બત્રીશ લક્ષણનો

અનુભવ લેવા, ખભે પાટી વળગાડી, કાને વતરણું ખોસી હાથમાં શ્રીફળ આપી રાજાએ સેવક સાથે ચંદ્રહાસને નિશાળે મોકલ્યો. નિશાળમાં ગુરૂ ઊંચે ઓટલે બેઠા હતા તેમને પગે લાગી, સિંદુર છાપાં ચોડેલા ગોખલામાં સરસ્વતીનું સ્થાપન હતું તેમાં શ્રીફળ મૂકી, ચંદ્રહાસ નિચે બેઠો, ગુરૂ ચંદ્રહાસને શિખામણ આપવા લાગ્યા કે, વિદ્યાભ્યાસ કરતાં પ્રથમ જે ગણપતીને ભજેછે, તેનાં ભાગ્યનો ઉદય થાયછે, સરસ્વતી સહાય થાયછે, મનના મનોરથ સિદ્ધિ થાયછે અને નીર્મળ મન થાયછે. માટે ગણપતિનું સ્મરણ કરો ચંદ્રહાસ ગણપતીનું સ્મરણ કરેછે.

### માલનિ છંદ.

ગણપતિ ગુણ જ્ઞાતા, સર્વનું શૂભ ચાતા;
વિઘ્ન હરણ તાતા, આપ આનંદ દાતા.
સકળ શુભ પ્રસંગે, મંગળી મુખ્ય સેવા;
શિર નમિ કરજોડું, શ્રેષ્ટ દ્યો બુદ્ધિ દેવા. ૧

જેને પરમાત્માથી લેહ લાગેલી છે, જે હમેશાં નિતિધર્મને રસ્તે ચાલનારો છે, જેનું ચીત મહાત્મા પૂરૂષોના ચર્ણાર્વિંદમાં લયલિન થઈ ગયેલું છે અને જે અવધિ આત્મજ્ઞાની છે એવા ચંદ્રહાસને ગુરૂએ જે જે અક્ષર બોલાવા માંડ્યો તે તે નહીં બોલી ઉત્તર આપ્યો કે, જેના સ્મરણ વિના સર્વ પ્રપંચી વિદ્યા ઉદર નિમિત આળપંપાળ છે, જેની ભક્તિ વિના ભવરૂપિ સંસારનો પાર પામવો અતી કઠીણ છે, જેની દયા વિના જનુનીની જઠરાગ્નિમાંથી મુક્ત થવું મહા મુશ્કેલ છે, જેના ચતન્ય

રૂપી અંશ વિના સર્વ પદાર્થ શુન્ય છે, જેની કૃપા વિના એક પણ કાર્ય પાર પાડવું ઘણું ઘુંચવણ ભરેલું છે, અને જેના સ્વરૂપને ઓળખ્યા વિના લિધેલ જન્મ નિરર્થક છે એવા પૂરણ બ્રહ્મને ભજવા પડ્યા મૂકી, જે વિદ્યાથી કાળ જીતાયેલો નથી, જે વિદ્યાથી જન્મ મરણનો ફેરો બંધ પડતો નથી, જે વિદ્યા વિશ્વની ઉપાધીને વિરામ પમાડી શકતી નથી, જે વિદ્યા વ્યાધિને આંચકો ખવાડી શકતી નથી, અને જે વિદ્યા અંત વખત આગળ આવી આત્માનું રક્ષણ કરતી નથી એવી સ્વાર્થિક વિદ્યા ભણવામાં કાંઈ સાર નથી, માટે સાચી વિદ્યાતો ઈશ્વરની ભક્તી છે અને એ વિના અન્ય વિદ્યા ભણવી મુને આળપંપાળ લાગેછે.

આ પ્રમાણે ચંદ્રહાસના ઈશ્વર ઉપર અચળ આકીનનાં જ્ઞાનોમય વાક્યના પ્રભાવથી, જે અતી ક્રોધને આધિન થયેલ છે, જેનાં રોમાંચ ઉભાં થયેલાં છે, જેના મોઢાનો ચહેરો વિક્રાળ થયેલ છે, જેના નેત્ર પ્રાંત સિંદુર વર્ણ થઈ ગયેલ છે, જેનાં ભવાં ઉચાં ચડેલાં છે, જેનાં નસકોરાં ફુલી ગયાં છે, જેની છાતીમાં ગુસ્સાબંધ શ્વાસ ધોળાવા લાગ્યો છે અને જેના હાથમાં ચામડાનો ચાબખો રહી ગયેલોછે એવા ગુરૂજીએ એક ભયંકર અવાજે ચંદ્રહાસને હાક મારીને કહ્યું કે,અરે બાળક હું તને ક્યારનો કહુંછું તો પણ તું કેમ કહ્યું માની ભણતો નથી, અને આડી અવળી લવરી કરેછે. એમ કહી ધમકી આપી પાછા શાંત થઈ શિખામણ આપવા લાગ્યા. કે વિદ્યા

જેના અતી ઉત્તમ ગુણછે, જે વડે શ્રેષ્ટ ફળ મેળવી શકાયછે, જે આપતને વખતે એક સાચો સોબતીછે, જે મુસાફરીમાં મનમાનતો મિત્ર છે, જે આબરૂ અને ધર્મની રક્ષા કરેછે. જેના ઉપર સંસારના સુખનો સઘળો આધાર છે. જે પરદેશમાં માન પ્રતિષ્ટા વધારેછે, જે દાટેલો ખજાનો છે જે આપતકાળમાં ધૈર્ય આપનાર છે જે શરીરનું સાચુ આભુષણ છે, જે ત્રીજુ નેત્રછે, અને જે સર્વ સંપતીનું સાધનછે એવી ઉજ્વળ વિદ્યા, હે ચંદ્રહાસ્ય તારે ભણવી ઘણીજ અગત્યની છે, કેમકે રાજ ચલાવવાનો સર્વ આધાર વિદ્યા ઉપર રહેલો છે માટે માતપિતાને સંતુષ્ટ પમાડવા તનમનથી વિદ્યા ભણો. એ સાંભળી ચંદ્રહાસે પ્રત્યુત્તર આપ્યો કે સોળ સ્વર અને છત્રિશ વ્યંજન મળી બાવન અક્ષરમાં ઇશ્વરનો અંશ રહેલોછે, જે બાવન અક્ષરના જ્ઞાનથી અપવર્ગનું સુખ પ્રાપ્ત થાયછે તે સઘળા મુને આવડે છે.

## ચોપાઈ ત્રણતાળની.

કક્કે કમળા પતીને ભજો, લોભ મોહને મચ્છર તજો;
ખખે ખગનું વાહન જેહ, તેની સાથે કરીયે નેહ. ૧
ગગે ગોપતી શ્રી ગોવીંદ, તજીયે તન માયાનો ફંદ;
ઘઘે ઘાત ન કરીએ ઘણી, કપટે જન વિશ્વાસુ તણી. ૨
વેદ વિશ્વ બોલે ઙકાર, આશા પૂરેછે નિરધાર;
ચચે ચાર પદારથ જેહ, સમ ભાગે ભોગવવા તેહ. ૩
છછે છળતા કો નવ કરો, ઇશ ભકતી સુધા મુખ ધરો;
જજે સ્થાવર જંગમ જેહ, પૂર્ણ બ્રહ્મની લીલા એહ. ૪

ઞઞે ઉંપજે નહી કો આળ, સ્નેહે સમરો શ્રી ગોપાળ;
ટકારે જાણો ગતી ભેદ, કોયનો નવ કરીયે ખેદ. ૫
ટટે ટાળી મૂકો તાપ, કદી દેવો ન કોને શાપ;
ઠઠે ઠગ વિદ્યા નવ કરો, કુડું કામ નકી પરહરો. ૬
ડડે ડાક ડમાકી જેહ, અંતે સ્વગ ન પામે તેહ;
ઢઢે તે નર જાણો ઢોર, મિથ્યા વાદ કરે મૂખ્ય શોર. ૭
ણણે નવરાં બેશી ઘેર, ચાડી ચોરી ન કરીયે વેર;
તતે ત્રીકમના ગુણ ભજો, લોભ મોહ મચ્છર મદ તજો. ૮
થથે સ્થીરતા કોની નથી, જાણો નિશ્ચે એ સર્વથી;
દદે દક્ષિણ મારગ વામ, જે દેખાડે ઈશ્વર ધામ. ૯
ધધે ધનની નાંણો પ્રીત, જાવું નિશ્ચે દેહ અનિત્ય;
નને નારાયણનું ધ્યાન, કરતાં પદ પામો ભગવાન. ૧૦
પપે પાપે જે પરવરે, રૌ રૌ નરકે તે સંચરે;
ફફેથીતો ફેરા ટળે, અહંકારની આંટી ગળે. ૧૧
બબે બળ દાખવીએ નહિ, વેણ અસત્ય ન કહિયે કહી;
ભભે ભય મનમાં રાખીયે, સ્વર્ગ અમૃત ફળ ચાખીયે. ૧૨
મમે માયા હરીની કરો, જન્મ મરણના ફેરા તરો;
યયે યજ્ઞ કરે નર જેહ, નારાયણને વાલો તેહ. ૧૩
રરે રટણ કરો પ્રભુ સાર, જેની લીલા નાવે પાર;
લલે લક્ષ્મી ત્યાં સ્થીર થાય, જ્યાં ઈશ્વરના ગુણ ગવાય. ૧૪
વવે વૈષ્ણવના ગુણ ભણે, તેની કીરતી જગમાં ઘણે;
શશે શિખામણ લ્યો લોક, બીજી સઘળી માયા ફોક. ૧૫
સસે સેવા સાધુ કરો, આ સંસાર સુખેથી તરો;
ષષે ખળને તજીયે દુર, ઈશ ભજી અઘ કરીયે ચુર. ૧૬

હરે હેતે જોડી હાથ, ભાવે ભજવા શ્રી જુગનાથ;
મેરૂથી ઊચો નહી કોય, તમ ત્રણ અક્ષર છેલા હોય.૧૭

એ પ્રમાણે બોલી કહ્યું કે મુને સરસ્વતી માતાજીની સહાયતાથી અને ઈશ્વર કૃપાથી સઘળી વિદ્યા આવડેછે, અસ્ત્ર શસ્ત્ર મંત્ર યંત્ર વેદ પુરાણ આદ્ય ચૌદ વિદ્યાના ભિન્ન ભિન્ન ભેદ જે શિખવા આપ સૂચના કરોછો, તે સર્વે ઈશ્વરની યોજનાથી ઉત્પન્ન થયેલછે, અને મારૂંચિત્ત ઇશ્વરના ચર્ણારવિંદમાં એક નિષ્ટાથી બંધાયેલું છે,જેમ ત્રષાતુરને અમૃતથી ભરેલો સમુદ્ર મળતાં, કુવાની ગરજ બંધ પડેછે, તેમ ઈશ્વરના નામની વિદ્યા આવડતાં બાકીની પ્રપંચી વિદ્યા મારે શિખવી અગત્યની નથી. એમ કહી જે જે અક્ષર ગુરૂ બોલાવે, તે તે કાને નહી ધરતાં ઉલટી રીતે આખી નિશાળના તમામ વિદ્યાર્થિઓને, ચંદ્રહાસે આ દેહના અનિત્યપણાનો ઉપદેશ કરી ગુરૂ ઇશ્વરના નામ શિવાય જેજે ભણવાનું કહે તે નહીં ભણતાં શ્રીમન્ન નારાયણ નારાયણ નારાયણ એવો મંત્ર ઉચ્ચારવા ઊશ્કેરણી કરી, ગુરૂને તે દિવસે યજમાનને ઘેર મિષ્ટાન હતું તેથી ભોજન કરવા ગયા, પાછળથી ચંદ્રહાસની શિખામણને અનુસરીને સર્વે નિશાળીઆ, એક સાદે ઊંચે સ્વરે શ્રીમન્ન નારાયણ નારાયણ નારાયણ. શ્રીમન્ન નારાયણ નારાયણ નારાયણ એમ વગર વિસામે બોલવા લાગ્યા. થોડો વખત વિત્યા બાદ ગુરૂજી જમી નિશાળ તરફ આવવા નિકળ્યા. દરમીયાન રસ્તામાં ઘણે દુરથી શ્રીમન્ન નારાયણ નારાયણ નારાયણ

એવા શબ્દ ગુરૂને કાંને અથડાયો. ગુરૂજી ઊતાવળા ઉ-તાવળા નિશાળમાં આવી પહોંચ્યા અને જુવેછે તો સર્વે વિદ્યાર્થિયો ઉભા થયેલા, ઠેકડા મારતા અને તાળિયો પાડતા, શ્રીમન્ન નારાયણ નારાયણ નારાયણ શ્રીમન્ન નારાણ નારાયણ નારાયણ એ મંત્રની લેહમાં સૌ ચકચુર બની ગયેલા દીઠા. ગુરૂએ તે મુજબ ન કરવા અનેક યત્નો કર્યા, પણ અનેક આગળ એકનું શું જોર. વિદ્યાર્થીઓ એ ગુરૂનું કહેવું લક્ષ ઉપર લીધું નહીં એટલે ગુરૂ નિરાસ થઈ, આ કૃત્ય ચંદ્રહાસનું છે એમ વિચારી કુલિંધરાજા પાસે ગયા અને અથઇતીશાળાની સ્થીતી કહી સંભળાવી. તે સાંભળી રાજાએ ઉત્તર આપ્યો કે, હું આખર વખતે અતી મુસ્કેલીથી ઇશ્વર કૃપાવડે એ પુત્ર પામ્યો છું; અને તેના ઊપર મારૂં રાજ્યપાટ સકળ સંપતી અને સુખનો આધારછે, વળી એ, પરમ વિષ્ણુનો ભક્તછે, માટે એ બાળક ઉપર આપે દયા રાખવી, અને તેને સાંતપણે શિખામણ દેઈ વિદ્યાનું અધ્યયન કરાવવા કાળજી રાખજો, એમ કહી ગુરૂને દક્ષિણા આપી રવાના કર્યા અને ચંદ્રહાસને નિશાળેથી બોલાવી લાવવા ચાકરને હુકમ કર્યો—

હવે ચંદ્રહાસ આઠ વરસનો થતાં, તેને કુલિંધરાજાએ યથા વિધી વિવાહનો સમારંભ કરી બ્રહ્મદ્વારાએ ઉપવિત ધારણ કરાવી, પવિત્ર ગાયત્રી મંત્ર અપાવ્યો, જે મંત્રના પ્રતાપથી, ચંદ્રહાસનું વદન સહસ્ર સુર્યની કાન્તિ જેવું પ્રભાસાર દેખાવા લાગ્યું. પછી ચંદ્રહાસે ઈશ્વર આરાધતાં વેદનું અધ્યંન કરવા માંડ્યું અને ધનુરવિદ્યા શિખવી

સરૂ કરી, ટુંકી મુદતમાં તે વેદનો પાર પામ્યો અને અસ્ત્ર શસ્ત્ર ફેંકવામાં પણ અવધિ નિવડ્યો.

આ પ્રમાણે વરસનાં વરસ ચાલવા લાગ્યાં, હવે જે હમેસાં સંધ્યા વંદન અને શાળીગરામની સેવા કરેછે, જે ક્યારે પણ માતપિતાનું એક પણ વચન ઉલંઘન કરતો નથી, જે વ્યવહારાદિક કાર્યનું અવલોકન કરી ગાય, વિપ્રની સેવા કરેછે, જે શાસ્ત્ર, પુરાણ અને આસ્તિક બુદ્ધિથી ધર્મને અનુસરી ચાલે છે, જે વસ્તીને દ્રઢતાથી સત્ય ઉપર સુરત રાખી વ્યાજબી ન્યાય આપેછે, જે નિત્ય અનાશ્રિતને આશ્રય આપવા આનાકાની કરતો નથી, જે દરિદ્રી અને યાચકનાં દૂઃખ કાપનાર છે, જે નિત્ય પવિત્ર બુદ્ધિથી પવિત્ર કાર્ય જનહિતાર્થે કરનારો છે, જે પરસ્રીને માતા અને ભગિન તુલ્ય ટેવેછે, જે રૂસ્વતના દ્રવ્યનું રાખના સમાન પણ વજન રાખતો નથી, જે કોયની કાંઈ અવજ્ઞા કરતો નથી, જે પરદ્રવ્યની ત્રસ્રા સ્વપ્નમાં પણ રાખતો નથી, જે અનિતીને રસ્તે એક પણ ડગલું ભરતો નથી. અને જે નિત્ય નિયમ કરવામાં તત્પર રહેછે વળી જે અલ્પ આહારી, અલ્પ નિંદ્રાવાળો, પરિક્ષાવાન, કૃપાવંત, સત્યવાદિ, પરોપકારી બુદ્ધિનિધાન, યુક્તીવાન, પ્રતાપવાન, ધૈર્યવાન, બળવાન, સર્વવિદ્યાસંપન્ન, ક્ષમાવંત, સાદો શાણો શૂરો, શાંત અને સદાચરણી છે જેને દેખી દુશ્મનોની કાયાપે કંપવાટ છુટેછે, સ્નેહી, સંબંધી અને બુધ જનોના અતઃકરણ હર્ષવાન થાય છે, કાળ ચમકી ચાલેછે, અને પ્રજા પરમ હર્ષથી જય જય

વાણી બોલેછે એવો સર્વોત્કૃષ્ટ નિર્માની ચંદ્રહાસ નિ-રંતર બ્રાહ્મણોને ભોજન કરાવી દક્ષિણા આપી સંતુષ્ટ પમાડ્યા બાદ પોતે ભોજન કરેછે તે તેની જન્મતિથીને આ વખતે શોળ વરસને અંતરે છોડી દેતો હતો. આ વખતે તેનું યોબન ખીલી આવતું હતું. તેના નિમાળા સોનેરી રંગના મટી ભમરાના રંગને ભુલ ખવડાવે એવા થતા આવતા હતા. તેના શરીરમાં જોરની વૃધી થઈ હતી. તેના શરીરનો વાન ગુલાબના પુષ્પના રંગને ક્ષિણ પમાડે એવો થયો હતો. તેના શરીરનું સ્થુળ પુષ્ટ થતું આ-વતું હતું, અને તેના કોમળ મુખ ઉપર દાઢી મુંછની નિશાની દેખાઈ આવતી હતી.

એક દિવસ કુલિંદરાજા ચંદ્રહાસ સહવર્તમાન પોતાની કચેરી ભરી બેઠોછે અનેક યોદ્ધા ઉઘાડા આયુદ્ધથી રક્ષા કરતા ઉભાછે, પુર્ણાનુભવી પ્રધાનો, શાણા સામદો તથા શૂરા ક્ષત્રીઓ, રાજાની આજ્ઞા પ્રમાણે ઉત્કંઠીત થઈ હુકમ ઉઠાવવા મુખમાંથી વચન નિકળવાની વાટ જોઈ રહ્યાછે, કુળવાન અને શ્રેષ્ટ સંપત્તિવાન, સુજ્ઞ સદ્‌ગૃહસ્થો સાવધ થઈ યોગ્ય આસને બેઠેલાછે. વિદ્વાન બ્રાહ્મણો શાસ્ત્રના વિવિધ વિનોદ કરી રહ્યાછે. કુશળ કવેશ્વર મધુર કવિતા શ્રવણ કરાવી રહ્યા છે. ભાટચારણાદિ વખાણનાં ગીતો બોલી રહ્યાછે. રુચિર કાંચનીના મધુર ઝીણા સ્વર સ્વર્ગની અપચ્છરાઓનાં ગાયનની તુલ્ય સંભળાઈ રહ્યાછે મૃદંગ, સારંગી, સુંદરી, અને સતારાદિ વિવિધ જાતનાં વાજીત્રના નાદ ગાંધર્વના ગાન પ્રમાણે થઈ રહેલા છે.

નોબતોના ઘોર શબ્દો હસ્ત નક્ષત્રના હાથીઆની માફક ગડગડી રહેલાછે, ચોઘડીઆં સાથે. ત્રાંસાની ઠોર પડી રહેલીછે, કચેરીમાં પાન સોપારી વેહેંચાઈ રહેલાં છે. કેસર અને અત્તરનાં છાંટણાં થઈ રહેલા છે. ચોપદાર સોનાની છડીયો ધારણ કરી બડેજાઓ મેહેરબાન બોલી રહેલાછે; સભાસદો એક પછી એક ભિન્ન ભિન્ન વિષયનાં ભાષણો ઉભા થઈ આપી રહેલાછે. એવામાં ચંદ્રહાસ આસન ઉપરથી ઊભો થયો, અને સવિનય હાથ જોડી માથું નમાવી રાજાજીને પ્રણામ કરી આજ્ઞા માગીને બોલ્યો કે, જેનામાં જોરછે તથાપિ તે તેનો ઊપયોગ યોગ્ય ઠેકાણે કરતો નથી. જેનામાં પરાક્રમ છે તથાપિ તે બહાર પાડતો નથી, જેનામાં અનેક જાતની યુક્તિયો છે, તથાપિ તે કોઇને બતાવતો નથી, જેનામાં વિવિધ પ્રકારની વિદ્યાછે તથાપિ તે કોઇને અધ્યયન કરાવતો નથી, જેનામાં નવી નવી યુક્તિઓ ઉઠાવવાની શક્તિછે. તથાપિ તે દરિદ્રી થઈ ઘરને ખુણે બેસી રહી ઊદ્યમને અનુસરતો નથી, જેનામાં પરોપકાર અને અનાશ્રિતને ઉત્તેજન આપવાની સંપુર્ણ સત્તા છે તથાપિ તે તેવે રસ્તે એક કોડીનો પણ ઊપયોગ નહીં કરતાં કોઇનો નિભાવ કરતો નથી, જેઓને પોત પોતાના ધર્મ પાળવાની પૂરી અગત્યતા છે. તથાપિ તેઓ તેને અનુસરી ચાલતા નથી, જેનામાં સિંહના ગુણ છે તથાપિ તે બકરી થઈ બેસી રહીને બહાર પડતો નથી એવા માણસનું જીવતર અવની ઉપર બોજું કરવા જેવુંછે, તેનું જીવતર મનુષ્ય

ના આકારે પૃથ્વી ઉપર પશુ પ્રમાણે છે, તેનું જીવતર ઝાંઝવાના જળ જેવું નિરર્થક છે. અને તેનું જીવતર આ દુનિયામાં બોજા રૂપછે. માટે જેણે દુનિઆમાં જન્મી પોતાનું નામ શત્રુની સ્ત્રીઓને રંડાપો આપી અગર પોતે રણભુમિમાં પડી અથવા પોતે અવધી ઉપકારનાં કામો કરી, અગર અપકાર કરનારને અસ્ત કરી, અગર પોતે ગેરવાજબી ચાલનારને ગરદન મારી, અગર પોતે નેકન્યાયને અનુસરી અથવા પોતે સ્વધર્મે ચાલી ધર્મનો ઉદય કરી, અગર પોતે અધર્મ આચરનારાને શિક્ષા દેઈ અથવા પોતે અન્ય અધિકારીના દુરાગ્રહી દાબમાંથી મુક્ત થઇ જાહેરાત સ્વતંત્રપણે સ્વાધીન રહી, અગર પોતે સત્તાવાન છતાં પરાયાના દાબના બંધનમાં રહેતાં પ્રાણનો ત્યાગ કરી, અગર દાબ રાખનારને દુઃખના દરિયામાં ડુબાવી દઈ અથવા પોતાની વિદ્વતા વાપરી અગર કુવા, વાવ, તળાવ, ધર્મશાળા, પૂલ, આદી લોક હિતાર્થ કાર્ય કરી અગર પરોપકારાર્થે જકાત, કર, આદિ જાથુ બંધનનો બોજો જનો ઉપર નાખનારનો જીવ લેઇ સારા અગર નરસા કાર્યથી જેણે પોતાનું નામ આ અવનીમાં અક્ષય રાખ્યું નથી અને રાખશે નહીં તે જીવતો છતાં મુવોછે. તે સત્તાવાન છતાં અસત્તાવાન છે; તે રાજા છતાં રંકછે, તે સિંહ છતાં બકરીછે, તે સંપત્તિવાન છતાં નિર્ધનછે, તે વિદ્વાન છતાં મુર્ખછે, તે સર્વજ્ઞ છતાં અજ્ઞાનીછે, તે શુરો છતાં કાયર છે, તે પરાક્રમી છતાં નિર્માલ્યછે, અને તે સ્વાધીન છતાં પરાધિનછે, માટે મહારા-

નાએ કૃપા કરી મારી ઉમરના પ્રમાણમાં શરીર ઉપર સરત રાખી મારી યુદ્ધ કરવાની આવડ ઉપર અનુમાન કરી, મારી હીંમત ઉપર હોંસ રાખી, મારા જોર ઉપર તાજુબીની નજરે જોઈ, અને મારી ધારણા ઉપર ધિરજ રાખી જગત પ્રસિદ્ધ કીર્ત્તી જાહેર કરવા પરાયા રાજ્યમાં પ્રવેશ કરવા, અન્ય અધિપતીઓની જાગીરો જીતવા, શુરા ક્ષત્રીઓનું શુરપણું જોવા, અતી બળવાન યોદ્ધાઓને બાહુબળ બતાવવા, રણભુમિમાં મોટા રાજાઓને જીતી પોતાની આંણ્ય મનાવવા, સઘળા પારકા પ્રદેશમાં વિજયની વાણી ગજાવી મૂકવા, અહંકારી જનોના ગર્વ ગાળી નાખવા, દુષ્ટોને દંડ દેવા, સાધુ પુરૂષોને તથા સુસ્ત પ્રજાને સુખી કરવા, અધર્મનું મૂળ ઉખેડી નાંખવા અને અવનીમાં સુજસ વધારી અમ્મર નામ રાખવા દેશે દેશનાં રાજ્ય જીતવાની અંતઃકરણમાં પૂરે પુરી અપેક્ષા છે. તે પૂરી પાડવા આજ્ઞાનુસારને યોગ્ય પ્રત્યુત્તર મળવો જોઇએ.

કુલીંધરાજાએ જવાબ આપ્યો કે, એ કામ જેને પચ્ચરંગી સ્વાર પાળાની પુસ્કળ સેના હોય, મનમાનતા અગણીત બહાદુર યોદ્ધા હોય, શૂરા ક્ષત્રીઓનો સમૂહ હોય, વિચિત્ર પ્રકારનાં પુષ્કળ આયુદ્ધો હોય, મોટા મેગળ, ઊંટ, ઘોડા, રથ, પાલખી, મ્યાના, ગાડીઓ મનમાનતાં હોય, અને દ્રવ્યનો મોટો ખજાનો હોય, તેને યોગ્ય અનુસરતું એ કાર્યછે; પણ આપણનેતો જોઇએ તેવા જરૂરીયત સાધનની ખામીછે, વળી આપણે કુંતલપૂરના રાજાના

તાબાના એક ખંડિયા રાજા છીએ, આટલું રાજ્ય મેં, કુંતલરાજાને એક દુષ્ટબુદ્ધિ નામનો પ્રધાનછે, તેને રૂશ્વત આપી લીધેલું છે, કુંતલ રાજા ઇશ્વરનો અનન્ય ભક્તછે, તે રાજ્યની ખટપટમાં થોડું ચીત્ત રાખેછે અને તેથી દુષ્ટબુદ્ધિ બહુજ ફાવી ગયોછે તે એટલે સુધીકે તેને પુછયા વિના હું કાંઈ કામ કરી શકતો નથી. તેની મંજુરી વિના આપણે જો આ કામ કરીશું તો તે કોપાયમાન થશે, વળી આ કામ કાંઈ કાચુ પોચુ નથી માંટે હે ચંદ્રહાસ ગજા-વિના ગામતરૂં કરવા મારૂં મન કહ્યું કરતું નથી.

ચંદ્રહાસ વીનતી કરવા લાગ્યોકે, આપ જે કહોછો તે સર્વે હું માથે ચઢાવુંછું, પ્રથમ દુષ્ટ બુદ્ધિની ધાસ્તી છે, અને બીજુ પરાયાં રાજ્ય જીતવાને જોઇતી સામગ્રી નથી. હવે આ બાબતમાં અલ્પ બુદ્ધિ પ્રમાણે મારો એવા અભિપ્રાય છેકે, જ્યારે દુષ્ટબુદ્ધિ રૂસ્વતખોર છે ત્યારે આપણે આપણા મનની ધારણા શા વાસ્તે પાર પાડવી ન જોઇએ ! કેમકે તેનો ગુસ્સો તો શાંત પાડવો સહેલછે જુવોકે આપણે જ્યારે દેશાવર જીતી અનગળ સંપત્તી લાવીશું, અને તેમાંથી મનમાનતું દ્રવ્ય હાથી, ઘોડા, રથ વિગેરે પુષ્કળ માલ નજરાના દાખલ રાજાને અને ગુપ્ત રીતે પ્રધાન દુષ્ટબુદ્ધિને મોકલીશું ત્યારે તેને બે-હદ ખુશી થશે, તે સંપૂર્ણ પ્રીતી દર્શાવશે, અને છે તે કરતાં પણ વધારે દેશ અને માનપ્રતિષ્ટા આપશે. જે ક્ષ-ત્રિનો પુત્ર પોતાથી બનતાં પરાક્રમ કરતો નથી, તેણે તેની જનુનીને ગર્ભસ્થાનમાં નવ માસ સુધી તદન મિથ્યા

ભારે મારીછે, વળી તે જોકે સત્તાવાન અગર સ્વતંત્ર હોય તો પણ જગતપ્રસિદ્ધ નામના કર્યાવિના તેનું જીવતર મિથ્યા સમજવું, માટે હે પિતાજી મારા હાથ લડાઈ કરવા ચમચમી રહ્યાછે, અને પરાધિનપણે ખાંડી ખકરી-ની મિશાલે રહેતાં મારૂં લોહી ઉકળી ગયું છે. માટે મુને બિન શંકાએ સત્વર લડાઈ કરવા જવા આજ્ઞા આપો.

### સુમિલા છંદ.

જન જે જીવતો પર આધિનછે જુગ,તે જનનું નકિ મૃત્યુ નિહાળો;
વણઆશ્રય આપઅપારસદા સુખ,જેથકિ દુઃખ તમામ નભાળો;
કદિ શાક અને વળિ ભાજી પરિશ્રમથીમળિ તોપણ સ્વાદ રસાળો;
પર આધિન કારણ કષ્ટસદા,વશ આતમ મહાસુખના દિન ગાળો.

એ સાંભળી કુલિંદરાજાએ ચંદ્રહાસને તેની ધારણા મુજબ વર્તણુંક ચલાવવા આજ્ઞા આપી, એટલે ચંદ્રહાસે આતુરતાથી લડાઈની સામગ્રી એકઠી કરવા માંડી, થોડી પણ પચરંગી સેનાને પુરતું ઉત્તેજન આપી સત્વર તૈયાર કરી, યોદ્ધાઓને અશ્વની આસના વાસના કરી, સ્વારી કરવા હુકમ આપ્યો, પેદળને પુરતો પોશાક સામગ્રી આપી સજ કર્યું, શૂરા ક્ષત્રિયો વગર આજ્ઞાયે પોતાની ફરજ બજાવવા હથિયાર બાંધી સામેલ થયા, તરવાર, ખંજર, ફરસી, તીર, ભાલાં, કટાર, બરછી, જમૈયા, બંદૂક, તોપ, જંજાળ આદ્યે અનેક જાતનાં હથિયારો, ધૈર્યવાન શાણા સામતો અને શૂરા ક્ષત્રિયોને યથાયોગ્ય સ્વાધિન કર્યાં. અને પોતાના જીવ વહાલા કરી સંગ્રામમાં સાથે આવવા આનાકાની કરનાર એવા, કાયર, બાયલા અને

હિજડાઓને દુર કર્યા. હાથી, ઘોડા, ઉંટ, રથ, પાલખી, મ્યાના, ગાડી વીગેરે વાહનમાં જેને જેવું શોભે તેવું બેસવાનું આપી, ચંદ્રહાસ માતપિતાની રજા લેઈ પુષ્કળ ખજાના સાથે, મોટા ભાર બરદારી ખાના સાથે, અને જીવજાન મોટા યોદ્ધાઓ સાથે તૈયાર થયો, તે વખતે પચરંગી વાજું વાગ્યું, લાલ રંગનો જરિયાની વાવટો ફરકવા લાગ્યો, ચોપદાર નકી પોકારવા લાગ્યા, નોબતોના નિર્ઘોષ શબ્દ સાથે ઢોલ, ત્રાસાં, ત્રુઈ, અને રણસીંગાના નાદ થવા લાગ્યા, ભાટ ચારણો શૂરાતનનાં ગીતો બોલવા લાગ્યા અને વિપ્રો આશિર્વાદ આપવા લાગ્યા, એટલે સરખે સરખાં જોડાં સાથે એક પછી એક એમ સકળ સૈન્ય પ્રવાસ કરવા લાગ્યું. ચંદ્રહાસ્યને નગ્રની પ્રજા પરમ હર્ષવડે પુષ્પના હારથી અને મોતીથી વધાવવા લાગી, અબિલ ગુલાલ અને અત્તરનો વરસાદ વરસાવવા લાગી અને રાજાની જય થાઓ એવી વિજય વાણી ઉચ્ચારી આનંદ વધારવા લાગી. એ પ્રમાણે ગાજતે વાજતે સકળ સૈન્ય દક્ષિણ દેશ ભણી ચાલ્યું. સ્વારી અને પુત્રનું સ્વરૂપ જોઈ માતપિતાને આનંદના આંસુ વળ્યા, અને પુરની પ્રજા ચંદ્રહાસના અવધિ વખાણ કરવા લાગી—

પોતાના પૂરણ પરાક્રમથી, ઉત્તકૃષ્ટ ઉક્તિથી અને જબરા જોરથી ચંદ્રહાસ એક પછી એક એમ આસપાસના અધિષ્ટાતાઓને આનંદમાં રાખી પોતાની આણ મનાવતો, હીરા, માણેક, મોતી અને પુષ્કળ દ્રવ્યની ખંડણી ભરાવતો જીતાયેલા રાજાઓને સાથે લેતો, સરવેને જી-

તવા લાગ્યો, જીતાયેલા દેશમાં પોતાનાં ભરૂસાદાર માણસોને રક્ષણાર્થે મૂકતો આનંદ ઉચ્છવ અને ઇશ્વરનું સ્મરણ કરતો, કુંતલભૂપ સિવાય સર્વે દેશના રાજાઓને જીતી પુષ્કળ ખજાનાં અને હાથીં ઘોડા તથા વિવિધ વૈભવ ભોગવવાની વસ્તુઓ સાથે, કેટલેક મહીને પોતાના શેહેરને પાદર સકળ સૈન્ય સહીત આવી પોહોંચ્યો—

કુલિંદરાજાને પોતાનો પુત્ર સઘળા દેશ ઉપર દિગવિજય કરી પાછો આવ્યાની વધામણી પ્રાપ્ત થતાં અત્યંત ઉત્સાહથી પુત્રને મળવાને પોતે સુભ સામગ્રી લઇ સામો ગયો, અને એજ વાત ચંદનનગરમાં નિવેદન થતાં સકળ પ્રજા પોતપોતાનું કામ જે જેમ તે તેમ પડતું મુકી હર્ષના આવેશમાં જેમ રામચંદ્રજી રાવણને મારી પાછા અવધપૂરીમાં આવતાં અવધપૂરીના લોકો બેબાકળા દોડ્યા ગયા હતા તેમ, આ વખતે,કોય કોયની રાહ જોયા વિના ચંદ્રહાસને મળવા સૌ દોડા દોડ્ય કરવા લાગ્યા, અંતઃપુરમાંથી સ્ત્રિયોના વૃંદ, જેનાં સ્વરૂપ રંભા અને મેનકાથી પણ રૂપાળાંછે, એવી યુવાન વનિતાઓ ઉમદા વસ્ત્રાભૂષણ ધારણ કરી માથે કનકના કળશ અને ઝારીયો લઇ, લાંબે સ્વરે મધૂરે ગીત ગાતી ગાતી આગળ વાજીત્ર વગડાવતી સ્નેહયુક્ત સામૈયું કરવા હંસ ગતીએ સામી જવા લાગી, સાહુકારો, દુકાન સણગારી સ્વચ્છ થઇ ખુસી થતા બેઠા અને બજારના રસ્તામાં, ઘોડા, ગાડીયો અને માણસની ભારે ભીડ થઇ રહી.

પોતાના પિતાને સામા આવતા જોઇ, ચંદ્રહાસે સ્નેહ

પૂર્વક સાનિધ્ય જઈ સાષ્ટાંગ પ્રણામ કર્યા અને ખુશી ખબર પુછ્યા, બીજા સામા આવેલા સદ્ગૃહસ્થોને જેને જેમ ઘટે તેમ માન આપી મળ્યો અને બ્રાહ્મણ, ચારણ તથા પરોપકારાર્થે અનગળ દ્રવ્ય એક તરફ રાખી બાકીનું જીતમાં મેળવેલ પુષ્કળ દ્રવ્ય હીરા, માણેક, મોતી, જવાહીર, હાથી, ઘોડા, રથ વીગેરે જે લાવ્યો હતો તે સરવે પોતાના પીતાને સ્વાધીન કર્યા, પછી ચંદ્રહાસ પોતાની માતા મેધાવતીને જઈ મળ્યો, એટલે મેધાવતીએ આશિશ આપી આરતી ઉતારી. મનમાનતી રીતે મળવાનું કામ પૂરૂં થઈ રહ્યા બાદ, સ્વારી સાથે ચંદ્રહાસ નગરમાં જવા નિકળ્યો.

ચંદ્રહાસનું ચંદ્રની કાંન્તી જેવું તેજસ્વી વદન જોઇ, માથે ચંદ્રમણી જેવા ચળકતો મૂગટ જોઈ, કાનમાં રત્ન જડિત કુંડળ જોઇ, કંઠમાં હીરા મોતીના સુર્યના આભાસ જેવા ચળકતા હાર જોઈ, જવાહીર જડિત બાજુબંધ જોઈ, દિવાની જ્યોત જેવી પુખરાજ જડીત પોંચી જોઈ, તેની કેસરી જેવી કટીએ કનકની ઘુઘરી વાળી કટીમેખળા જોઈ, ઉમદા પોશાક અને અલંકાર યુક્ત તેનું રઢીયાળું સ્વરૂપ જોઇ, અને તેનો ઈંદ્રના જેવો વૈભવ જોઇ, સુજ્ઞ પુરૂષોને પરમ આનંદ પ્રાપ્ત થયો, તથા નગ્રની યુવાન નારીઓને ચંદ્રહાસની કામદેવ જેવી કાન્તી જોઇ તેમના વિરહી કલેજામાં, તેની મનહર છબી ઉગી આવી અને તેમનાં ચીત્ત વ્યગ્ર થઇ ગયાં, તેમની વૃત્તી બદલાઇ ગઇ, તેમનાં રોમાંચ ઉભાં થયાં તેમની કંચુકીના

બંધ તુટવા માંડ્યા, અને એક પણ આંખનું મટકું માર્યા વિના તેઓ શરીરની શુદ્ધિ વિસારી વ્યાકુળ થઈ એક દ્રષ્ટિએ જોતી આ લખાયેલ ચીત્રની માફક સ્તબ્ધ બની ગઈ. વળી તેમના ચંચળ ચક્ષુએ ચંદ્રહાસનું ચંદ્ર વદન ન્યાળી ન્યાળીને નિરખવા કહ્યું કર્યું નહીં, કેમકે તેમના મનોવિકાર વૃદ્ધિ પામી ગયા, અને તેમની ધૈર્યતા હદમાં રહી શકી નહીં જેથી તેમના નેત્ર પ્રાંતમાંથી પ્રીતીના પાણી નદિના પ્રવાહની માફક વહેવા માંડ્યા. આ પ્રમાણે કામી કામનીઓની અવસ્થા થઇ ગયેલીછે. તેઓ એકઠી મળી સખી સખી પ્રત્યે કહેવા લાગી કે—

### રાગ હોરી.

સખી છબી રાયની આજ નિહાળી. ટેક.
મનહર મુખ જોઇ શશિ લજવાયે, નેત્ર ભ્રકુટી રૂપાળી; હાંહાંરે પ્યારી.
અંગ અનંગ સમું અતિ સુંદિર, પાઘડી છે પેચ વાળી,
ઉભી જુવે યોબન વાળી, સખી છબી રાયની આજ નિહાળી. ૧
તિર્થ સમસ્ત કર્યા હસે હોંસથી, દુર્ગુણ સૌ દૂર ટાળી; હાંહાંરે.
નિત્ય નિયમ કરી જન્મ ગુજાર્યો, હાડ હિમાળામાં ગાળી;
વરે રાયને એહ બાળી, સખી છબી રાયની આજ નિહાળી. ૨
સ્પર્શ કરી એના અંગનો જેણે, રંગે રૂડી રાત ગાળી; હાંહાંરે
ધન્ય ધન્ય એ યુવતી સંગ જેણે, હોંસે હસી લીધી તાળી;
અહોનિશ એને દિવાળી, સખી છબી રાયની આજ નિહાળી. ૩
આલીંગીઓ નર એવો ન જેણે, સરદ નિશી અજવાળી; હાંહાંરે
ખોયો વૃથા બધો જનમ જગતમાં, ધીક ધીક મૃગ નેણ વાળી;
અને ધીક મુગ્ધા રસાળી, સખી છબી રાયની આજનિહાળી. ૪

જે સ્ત્રીયે ઇશ્વર ઉપર અચળ ભરૂંસો રાખી તત્વ તપશ્ચર્યા કરી હશે, જે સ્ત્રીયે પૂરાણ, પુણ્ય પ્રેમ યુક્ત કર્યાં હશે, જે સ્ત્રીએ સાધુ સંતને સ્નેહ પૂર્વક સંતોષ પમાડ્યા હશે, જે સ્ત્રીયે પરોપકારી પૂર્ણ કાર્ય કર્યા હશે, જે સ્ત્રીયે સદાચરણથી તિર્થ વૃત અને ધર્મ કરેલ હશે, જે સ્ત્રીયે વિષય બુદ્ધિયે અન્ય પુરૂષના સામુ કદી આંખને અણસારે જોયું નહીં હોય, જે સ્ત્રિયે એક પતી વિના અન્ય પુરૂષને પીતા અને ભ્રાતૃ તુલ્ય ટેખ્યા હશે અને જે સ્ત્રીએ પોતાના નિત્ય કાર્ય કરનારા સ્વામીને પણ ઇશ્વર તુલ્ય ગણી એક પણ વચન ઉલ્લંઘન કર્યું નહીં હોય, તેનુંજ લગ્ન આવા સુજ્ઞ પુરૂષ સાથે થશે, તેનુંજ શરીર આવા મનહર સ્વરૂપવાન અને ગુણ યુક્ત પુરૂષના શરીરનો સ્પર્શ કરશે, તેનુંજ શરીર આવા શ્રીમાન પુરૂષની સાથે વિવિધ વૈભવ ભોગવવા કામે લાગશે, તેનુંજ શરીર વિચિત્ર વિલાસમાં નિમગ્ન રહેશે, તેનુંજ શરીર સંસારના સુખનો, સ્વર્ગથી અધિક લાવ અહિયાંજ લેશે અને તેનુંજ શરીર આવા સદાચરણી પુરૂષની સેવા કરવા કામે લાગશે.

આ પ્રમાણે વિલાસી વનીતાઓના વિનોદની વાતો સાંભળી સંતોષ માનતો ગાજતે વાજતે આનંદ ઉચ્છવથી નગ્રની રમણિક રસના અને પ્રજાનો પ્યાર નિહાળતો ચંદ્રહાસ્ય રાજ્ય ભુવનમાં પીતાજી અને સકળ સેનાસાથે આવી પોહોંચ્યો, રાજ્ય ભુવનમાં આવી દરબાર ભરી આગેવાન અમલદારોને આદર સત્કાર સાથે મોટાં ઇનામ આપ્યાં, અને બ્રાહ્મણોને ભોજન કરાવી દક્ષિણા

આપી સંતુષ્ટ પમાડતાં ભાટ ચારણોને ભારે બક્ષીસ કરી.

સર્વ પ્રજાને સુખ શાન્તિનો સુર્ય ઉદય થયો, ધર્મનું બીજ રોપાયું, ન્યાયનો નવા પાયા ઉપર કુશળ કોટ ચણાયો, અન્યાયનો પાએ મૂળમાંથી ઉખડી ગયો, સત્યતાના છોડ-ની સુગંધી સ્ફુરવા લાગી, અસત્યતા અળગી રહી, દયા અને પરોપકારનું પ્રાબલ્ય વૃદ્ધિ પામ્યું. અધર્મ અને પાપનું બિજ અસ્ત પામ્યું, અને ઈર્ષારૂપી અંધારાનો નાશ થયો. ચંદ્રહાસના તાબાના દેશની સર્વ પ્રજા, પેટપાક, દયાનતદાર, નેકનિષ્ઠાવાળી, દરિઆવ દિલની, સત્યવાદી, સદાચરણી, ધર્માનુસારી, વિદ્યાવંત, શાણી, પુર્ણાનુભવી અને પ્રમાણિક હતી. સર્વ દેશમાં સલાહ સંપ અને શાંતી હતી, ચંદ્રહાસે રૈયતના કલ્યાણાર્થે, લાંચિયાના મૂખ ઉપર લપડાક મારી હતી, જારીનો જન્મારો રદ કર્યો હતો, અ-વગણના કરનારની આંખોમાં ધુળ નાંખી હતી. ચોરી કરનારની ચામડી નાપાક કરી હતી, જુલમીને જાયુ વાસ્તે શીક્ષા કરી હતી, પ્રપંચીનું પોકળ ખુલ્લું કરી મુક્યું હતું, પ્રાણઘાતીના પ્રાણને યમ પુરીનો રસ્તો બતાવ્યો હતો, અહંકારીના અંગમાં ડામ દેવરાવ્યા હતા, લોભિયા-ની લક્ષ્મી લુટાવી લેઈ પરમારથમાં પરભારી વેંચી દો. ફુલણને ફાંફાં મારતા કર્યા હતા, વૃથા ડોળ ધરાવનારને વૃથા કરી મુક્યા હતા, લફંગાઓનું જીવતર લુલું કરી મુ-ક્યું હતું, બડાઈખોરને બરતરફ કર્યા હતા, જુઠાઓને જગત પ્રસિદ્ધ કર્યા હતા, ખળ પુરૂષોને જન્મારાની ખોટ આપી હતી, અને નષ્ટ નારીઓનાં નાક કપાવી નંખાવી

સઘળાઓને દેશ પાર કર્યા હતા, એ પ્રમાણે દુષ્ટ માણસોને દંડ દેવાતા, બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, અને સુદ્ર એ ચારે વર્ણના મનુષ્ય, ચારે આશ્રમના ધર્મ પાળી નિર્વિઘ્ને આનંદ કરતા હતા, કોયના મનને કોઈ જાતની વ્યાધી કે વેદના નહોતી.

એક દિવસે કુલિંદરાજાને વિચાર થયો કે, ચંદ્રહાસે સર્વે દેશ જીતી, મારી ખ્યાતી અને કીર્તી જગત પ્રસીદ્ધ કરી આજ્ઞામાં વર્તિ ઘણું સુખ આપ્યું અને મનની ધારણા પરિપૂર્ણ કરી. માટે સઘળા રાજ્યની લગામ હવે એ વિચિક્ષણ બુદ્ધિવાળાને સોંપવી મુને મુનાસબ લાગેછે, એમ નિશ્ચય કરી બ્રાહ્મણોને બોલાવી શુભ મુહુરતે રાજ્યાભિષેકની યથા વિધિ ક્રિયા કરાવી, દેશની ઉમદા પ્રજા અને રાજ્યના મુખ્ય અધિકારીઓના સમક્ષ, કુલિંદ રાજાએ પોતાની ગાદિયે ચંદ્રહાસને તખ્તનસિન કર્યો અને આ મંગળિક કાર્યના શુભ ચિન્હમાં તેણે મહોત્સવ કરાવી સઘળા દેશમાં ચંદ્રહાસની દુવાઈ ફેરવી.

તે વખતે ચંદનનગરમાં જુદીજ જાતનો બનાવ બની રહ્યો હતો, ઠેકાણે ઠેકાણે ઉમદા વસ્ત્રાભુષણ સજી, સ્ત્રીયો લાંબા પણ મધુર ઝીણા સ્વરે ફરતી ફરતી ગીતો ગાતી હતી, સારા સારા પોશાક પેહેરી પુરૂષોનાં ટોળેટોળાં અત્યાનંદે આમતેમ જતાં હતાં, તેઓમાંથી કામી પુરૂષો સ્ત્રીઓના અંતઃકરણને ભેદી નાખનાર રાગ ઉપર ટીકા કરવા અને તેઓને નિરખવા ઉભા રેહેતા હતા, દરબારમાં અને દેવાલયોમાં વાજીત્રના નાદ વાગી રહ્યા હતા,

શેરીયે શેરીયે સુગંધી જળના છંટકાવ થઈ રહ્યા હતાં, ચોટે ચૌટે વિચિત્ર રંગના સાથીયા ઓપી ઉઠતા હતા, ઘેર ઘેર ધ્વજા પતાકાઓ ફરકી રહ્યા હતા, યુવાન પુરૂષો ગાનતાનમાં ગરકાવ થૈ ગયા હતા, સઘળી દુકાનો, હવેલીઓ અને મેહેલોની રંગ બેરંગી ભીંતો ઉપર વિજયવાણીના મોટા અક્ષર સ્થળેસ્થળ લખવામાં આવ્યા હતા, માણસની ભીડથી રસ્તા ભરપુર દેખાતા હતા, પુષ્પની વૃષ્ટી થતી હતી ગલાલની ડમરી ઉડતી હતી અને પ્રજાનો પ્યાર ઉભરાઈ જતો હતો.

પ્રસન્ન વદનવાળા અને તેજસ્વી કપાળવાળા બ્રાહ્મણો પોતાના નિત્ય કર્મ કરી, ત્રીપુંડ આરચા તાણી સુદ્ધવસ્ત્ર પહેરી શૂદ્રને અડક્યાવિના કોઈ અબિલ ગુલાલને અંચળો લઈ કોય બગલમાં પોથી ઘાલી, વેદનું અધ્યન કરતા હતા, કોય પારાયણ અને મહાભારથની કથા વાંચતા હતા, કોય દેવી પાસે ચંડીના કવચના પાઠ કરતા હતા, કોય અગ્ની હોત્રિયો, અગ્નીમાં જવતલ ધૃત હોમી આહુતી આપતા હતા, કોય પરસ્પર શાસ્ત્રના વિનોદ કરતા હતા, કોય નૃપતી પાસે ન્યાયનો નિર્ણય કરતા હતા, કોય રાજપુત્રને વિવિધ વિદ્યાનું અધ્યન કરાવતા હતા. કોય યજ્ઞ કરાવતા હતા, કોય ઉપયોગી વિદ્યાનું અવલોકન કરતા હતા, કોય ન્યાયાસને બેસી ન્યાય કરતા હતા અને કોય જ્ઞાન વૈરાગ્યાદિમાં યત્ન શીલ થઇને ઇશ્વરની આરાધના કરતા હતા.

## श्लोक.

शमोदमस्तपःशौचं क्षांतिरार्जवमेवच ॥
ज्ञानंविज्ञानमास्तिक्यं ब्रह्मकर्मस्वभावजम् ॥

અર્થ—મનને વશ કરવું, ઇંદ્રિયોને આજ્ઞામાં રાખવી, તપ, શૌચ, ક્ષમા, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિક્ય એ બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મછે. એ પ્રમાણે તેઓ નિરંતર પોત પોતાનાં કર્મ કરવામાં કુશળ હતા પણ આજના જેવા તેઓ રાગી, દ્વેષી, ધર્મભ્રષ્ટ, બિકણ, કુલક્ષણા કલેશી, કુલણ, અસંતોષી, મિથ્યા મમતી, અનાચારી, કન્યા વિક્રયી, અહંકારી, અતડા, આળશુ, નિંદ્રાળ, અજ્ઞાની, આહારી, દરીદ્રી, જડ, પારકી આશા રાખનાર, ત્રખાવાળા, કાયર, સંપવગરના, નિરાક્ષરી, વહેમી, અસત્યભાષી, પાછળ મતીયા, ચૈતન્યક્ષીણ, નીતી વગરના અને નિરઉદ્યમી નહોતા.

शौर्यतेजोधृतिर्दाक्ष्यं युद्धेचाप्यपलायनम् ॥
दानमीश्वरभावश्च क्षात्रंकर्मस्वभावजम् ॥

અર્થ—શૂરપણું, તેજ, ધૈર્ય, પટુતા, યુદ્ધમાં નાસવું નહીં, દાન અને પ્રભુતા એ ક્ષત્રિયના સ્વાભાવિક કર્મછે. એ પ્રમાણે ક્ષત્રી કર્મમાં કુશળ રહી કોઈ ન્યાય શાસ્ત્ર અને રાજનિતી શિખતા હતા, કોઇ આયુધ બાંધવાની વાકેફ-

ગારી મેળવતા હતા, કોઈ લોક શિક્ષાર્થ અનાસક્ત ચીત્તથી કર્માનુષ્ઠાન કરતા હતા, કોઇ ચંચળ અશ્વને આમ તેમ ખેલાવતા હતા, કોઇ ધનુર્વિદ્યા શિખતા હતા, કોઈ તાકીને નિશાન મારતા હતા, કોઈ એક બિજાનું બળ અજમાવતા હતા, કોઈ અંગ કસરત કરતા હતા, કોઇ ઉઘાડાં હથિયારે દાવપેચની રમ્મત રમતા હતા, કોઇ સેતરંજી, પાસાબાજી તથા ગંજીફાની રમત રમતા હતા, કોઇ આયુદ્ધ સજી અશ્વને કુદાવતા કુદાવતા મૃગ્યા રમવા જતા હતા, કોઈ દરવાજે ચોકી કરતા બેઠા હતા, કોઈ વિષ જેવા અફીણના રેડિયા કશુંબા લ્યો બા લ્યો કરી પરસ્પર પિતા હતા, કોઈ મદિરાના કેફમાં ચકચુર ફરતા હતા, કોઇ અતિથીઓના આદર સત્કાર કરતા હતા, કોઇ ન્યાયાસને બેસી બાજબી ન્યાયના ફેસલા કરતા હતા, કોય એક ધ્યાને ઇશ્વર સ્મરણ કરતા હતા, અને કોય દેવસ્થાનમાં દર્શન કરવા જતા હતા, એવા અને શુરતામાં શ્રેષ્ટપણું ધરાવનાર, રણભુમિમાં વહની જેવા કોપ કરી શત્રુને પરાજય પમાડનાર, પરોપકારી કાર્યમાં માંથુ આપનાર, યાચકને કલ્પ વૃક્ષ કરનાર, નિરાશ્રીતને ઉત્તેજન આપનાર, કવિની કદર જાણનાર, આપતકાળમાં અતી ધૈર્ય રાખનાર, શરણે આવનારનું માતાની માફક રક્ષણ કરનાર, ઇંદ્રના જેવો વૈભવ ભોગવનાર, લક્ષ્મણના જેવું જીતેંદ્રી પણું રાખનાર, ધર્મરાજાના જેવું સત્ય બોલનાર, સિંહના જેવી સ્વતંત્રતા ધરાવનાર, વાયુની માફક પ્રજાના પ્રાણનું પોષણ કરનાર,

સર્વને સમતુલ્ય ન્યાય આપનાર અને પ્રમાણિકપણું ધરાવનાર આસ્તિક ક્ષત્રિઓ હતા, આજના જેવા તેઓ અનાક્ષરી, અક્કલ વગરના, મદાંધ, કાળજા વગરના, તળાપુટ, કંજુસ, વહેમી, વિષયી, અફિણી, મદ્યપાની, તકેંટી, તોફાની, પ્રપંચી, નિમક હરામી, બેવચની, નિંદા-ખોર, કાનના કાચા, ટુંકારા ખાનાર, અપકારી, અના-ચારી, અધર્મી, દાનત ભ્રષ્ટ, ગરાસ વગરના, ગુણ ક્ષિણ, પરાધિનપણે વર્તનાર, અન્ય અભિપ્રાયાનુસારી, અને અંગ્રેજ કારખાનાવાળા નહોતા.

कृषिगोरक्ष्यवाणिज्यंवैश्यकर्मस्वभावजम् ॥
परिचर्यात्मकंकर्मशूद्रस्यापिस्वभावजम् ॥

અર્થ ખેતી, ગાયોને પાળવી, અને વેપાર કરવો એ વૈશ્યનું સ્વાભાવિક કર્મ છે. સેવા સ્વરૂપ કર્મ શુદ્રનાં સ્વાભાવિક કર્મછે, એ પ્રમાણે વૈશ્ય વહેલા ઉઠી કોઈ સાંતેડુ લેઈ સીમમાં જતા હતા, કોઈ ગાયોને ચારવા જતા હતા, કોઈ મોટી કુંચી લઈ દુકાન ઉઘાડતા હતા, કોઈ નાણાવટીનો, કોય કપડનો, કોય નેસ્તીનો ધંધો કરતા હતા, તેઓ સર્વે સત્યવાદી, દયાળુ, પરોપકારી, ધર્મવાન, વિશ્વાસુ, વિવેકી, દ્રઢ વચની, વહેવારીઆ, ધૈર્યવાન,શાણા, નિષકપટી, અગમ બુદ્ધિવાળા અને અકલવંત હતા આ-જના જેવા તેઓ, અસત્યભાષિ, પ્રપંચી, કુડા સોગન ખાનાર, કપટમાં કુશળ, હરામદાનતથી દ્રવ્ય પેદા કરનાર,

વિશ્વાસ વગરના, દેવાળીયા, અને દુષ્ટ બુદ્ધિવાળા નહોતા.

શૂદ્રો, બ્રાહ્મણ, ક્ષત્રિ અને વૈશ્યની સેવા કરતા હતા, અને તેઓ નિર્દોષ ધંધો કરી પોતાનું ગુજરાન ચલાવતા હતા આજના જેવા અહંકારી, અતડા, ડોઢ ડાયા, દાનત ભ્રષ્ટ, બે પરવા ધરાવનાર, બડાઇખોર, છિછાંકલા, ઉત્પાતીયા, અભક્ષાભક્ષ કરનાર, વ્યભિચારી, નિર્દય અને અઘોર કૃત્ય કરનાર તેઓ નહોતા.

એ પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય ને શુદ્ર આ ચારે જાતીના પુષ્કળ માણસોની સખત ભીડ રસ્તામાં થઇ હતી. સર્વે સ્ત્રી પુરૂષોનાં વૃંદ આનંદ કરતાં દિવાળીના વળતા દિવસની માફક આ દેવાલયથી આ દેવાલયમાં એમ બાગ બગીચા વિગેરે જાહેરાંત મકાનોમાં સરવે સ્થળે જતાં આવતા હતાં, ચોટામાં સર્વે ચીજની ગુજરી ભરાણી હતી, નગ્રની સરખે સરખી યોબનવંતી નારિયો, સુર્યના આભાશ જેવા કાંચનના કળશ માથે લઇ, એકબીજાના ઘરની અને ધણીની વાતો કરતી વખતે એકલો પૂરૂષ મળે તેની મશ્કરી કરતી નદિની તરફ જળ ભરવા જતી હતી, કેટલીક વનિતાઓ મદોન્મત હાથણીની ગતીએ, સ્તનને ઢાંકતી, કટાક્ષનો વરસાદ વરસાવતી ચંચળ નેત્રો આમતેમ ફેરવતી, સાહેલી સાથે હાશ્ય તાળીયો લેતી, અને રસ્તામાં મળેલ યારની સાથે નેત્ર સમશ્યાએ વાતો કરતી જળ ભરી આવતી હતી. પતિવ્રતા સ્ત્રિયો પુજાની સામગ્રી લઈ નિચી દ્રષ્ટીએ શીવાલયોમાં શંકર પુજન કરવા જતી હતી, ઘંટ ઘડિયાળાં અને વાજીંત્રના નાદની

ધુન ડારેડાર થઈ રહી હતી, દરબારમાં નૃતિકાઓનો નાટારંભ થઈ રહ્યો હતો, અધિકારીઓને ત્યાં ઉજાણીઓ ચાલી રહી હતી અને રાત્રે મોટી રૂસનાઇ કરાવી છેવટ રામાયણનું નાટક થયું હતું.

હવે ચંદ્રહાસે અને કુલિંદરાજાએ વિચાર કર્યો કે ઉ. પરીની મરજી સંપાદન કરવા, અને તેમને વશ રાખવા, જીતી લાવેલ સંપત્તીમાંથી કુંતલપુરના રાજાને અરધ ભેટ દાખલ મોકલવી અને એક દશાંશ ભાગ દુષ્ટબુદ્ધિને રૂશ્વત દાખલ આપવી.

**વસંત તિલકા.**

લોભી ધનેથિ શિયળે વશ સર્વ થાયે,
સ્ત્રી પ્રીતથી શુભટ વાતથિ શત્રુ ન્યાયે;
ધૈર્યથિ ભાઈ રસમાં રસિકો જણાયે,
ભાવેથિ મિત્ર ગમતે વશ મૂર્ખ થાયે. ૧

આ પ્રમાણે લોભિયા દુષ્ટબુદ્ધિને રાજી રાખવા, દ્રવ્ય હિરા, મોતી, જવાહિરના ગાડાં તથા ઉંટો ભરી, સારા-સારા, હાથી, ઘોડા, રથ, વીગરે પુષ્કળ માલ પોતાના માણસો સાથે કુંતલપુર રવાને કર્યો. તે માણસો કુંતલપુર આવી પોહોચ્યાં, અને કુલિંદરાજાએ મોકલેલી બક્ષિશ, કુંતલભુપને નજર કરી. કુંતલભૂપ દ્રવ્યમાલ જોઈ બહુ ખુશી થયો, અને આવેલ માણસોને સંતોષ પમાડી વિદાય કર્યા. પછી તેઓ દુષ્ટબુદ્ધિને મંદીર ગયાં અને ત્યાં જઈ પ્રણામ કરી, કુંલિદરાજાએ મોકલેલી ભેટ રજુ કરી, તે

જોઈ લાંચિયા દુષ્ટબુદ્ધિયે આવેલ માણસોનો સત્કાર કર્યો અને તેમને પાસે બેસારી પુછવા લાગ્યો કે, મેં કુલિંદને ફક્ત સો ગામનો અધિકાર સોંપ્યોછે, તથાપિ જે આ બક્ષિશ તમારી સાથે મોકલી તે તેને ક્યાંથી હાથ લાગી? એ બાબતનું સવિસ્તર વર્ણન સત્ય યથા કહો. માણસોએ જવાબ આપ્યો કે, કુલિંદરાજાને ચંદ્રહાસ નામનો પુત્રછે, જે મહા જોરાવર, શૂરો અને ઈશ્વરનો અનન્ય ભક્તછે, તેણે પોતાના પરાક્રમવડે આસપાસના સર્વે રાજાઓને જીતી લેઈ લડાઈમાં, દ્રવ્ય, હિરા મોતી જવાહીર હાથી ઘોડાં રથ જે લાવેલ છે તેમાંથી ઘણો ભાગ કુંતલભુપને અને બાકીનો આપને ભેટ આપવા અમને મોકલેલછે, તે અમે આ રજુ કરીયે છીએ.

ઉપરની હકીકત નિવેદન કરી પ્રધાને આવેલ માણસોને ભોજન કરવાનું કહ્યું, તે દિવસે એકાદશી હતી, એટલે તેઓએ પ્રત્યુત્તર આપ્યો કે, આજે અમારે એકાદસીનો ઉપવાસ છે, તેથી ભોજન કરતાં અમને લજ્જા ઉપજે છે, તે સાંભળી દુષ્ટબુદ્ધિયે કહ્યું કે, તમને થોડું જ્ઞાન પ્રાપ્ત થતાં તમારા અંતઃકરણમાં ગર્વ ઉગી નિકળ્યો છે, અને તેથી તમારી ડાગળી ખસી ગઈ હોય તેમ લાગેછે, કેમકે તમે જેમ ઘણા જ્ઞાનીછો તેમ બીજા થોડા પણ જ્ઞાની હશે, તમે વિશેષ ધર્મ પાળતા હશો તો બીજા કિંચીત ધર્મ પાળતા હશે, અને તમે વધારે વ્રત કરતા હશો તો બીજા થોડાં વ્રત કરતા હશે, પણ આખો દિવસ અન્નવિના

ઉપવાસ કરવાનો મિથ્યા ઢોંગ મેં આજે સાંભળ્યો, હું ધારૂંછું કે તમે એકાદસીના અપૂર્વક ભક્ત છો, તો બીજા દિવસે પણ તમારે આહાર કરવાની કાંઈ પણ ગરજ રહેતી નહીં હોય, તમારાં અવયવ વાયુના આધારે વધતાં હશે અને તેથી હવે તમને વૈમાનનો ડાંડિયો મળવા વાર નહીં લાગે.

## સુમિલા છંદ.

ગરવી નથિ કોણ જુવો ધનથી? નરનું મન નારિ થકી ન વિધાણું ?
અરથી અપમાન રહીત કયો જુગ? મૃત્યુ તણું નથિ કો નર આણું?
શઠ સંગતિથી બગડ્યો ન કયો? વિષયો દુઃખ કોણ ન ભોગવનારો?
વળિ લોભિ કયે શુભ કિર્તિ લહી? અવગુંણસ્વભાવિક એ જુગધારો.

તેનામાં રાજ્યના કારભારથી અને દ્રવ્યના મદથી સ્વભાવિક અવગુણો આવી દાખલ થયેલા જોઈ આવેલ માણસોએ નમ્રતાથી કહ્યું કે, માહારાજ અમે કોઈ પણ બાબતનો ગર્વ રાખતા નથી. અમને ધર્મની અને જ્ઞાનની કાંઈ ખબર નથી, પણ ચંદનનગરની પ્રજાને ચંદ્રહાસે સચના આપી છે કે "પ્રભુના ઉચ્છવને દિવસે કોઈયે અન્ન જમવું નહીં, ઉદર નિમિત એક પણ કાર્ય કરવું નહીં અને આખો દિવસ રાત પ્રભુનું ભજન સ્તવન કરવું." આ પ્રમાણે તેની શીખામણ મુજબ જેઓ નથી ચાલતા તેઓ સુખ શાન્તિ અને નિવૃતીપણાને કદી પામતા નથી. એ ઊપરથી અમે ફક્ત એકાદશીનું વૃત આચરીએ છીએ તે સાંભળી પ્રધાન પોતાનું મોઢું બંધ કરી સચન-

ગ્રહમાં જઈ સુઈ રહ્યો. બીજે દિવસે દુષ્ટબુદ્ધિની રજા લેઈ નજરાનો લાવેલ માણસો પાછા ચંદનનગર જવા નિકળ્યાં અને તેઓ પોતાને ગામ આવી પોહોંચ્યા. ત્યાં આવી તેઓએ કુલીંદ અને ચંદ્રહાસને કુંતલપૂરમાં રાજા તથા પ્રધાન પાસે નજરાનો આપતાં જે બિના બની હતી તે યથાસ્થિત કહી સંભળાવી.

કુલિંદરાજાને પુત્ર પ્રાપ્ત થયો તે જ્ઞાની અને ધાર્મિક થયો તે પુત્રે પોતાના બળ અને પરાક્રમવડે સરવે દેશના રાજાઓને જીતી સ્વાધિન કર્યા. તેણે પૃથ્વીના ઘણાખરા ભાગમાં પોતાની દુવાઈ ફેરવી અને તેની દૂધ જેવી ઉજ્વળ કીર્તી દશે દેશમાં ફેલાયેલી જોઈ, દુષ્ટબુદ્ધિને શરીરે રોમ રોમ અગ્ની વ્યાપી ગયો, ચંદ્રહાસની કિર્તી તેના કલેજામાં કોરાઈ ગઈ, તેના કઠોર -હૃદયમાં ક્રોધનો આવેસ ઉગી નિકળ્યો, અને ઉભરાતા દુધની માફક તેના મનમાં અગણિત વિચારોના ઉભરા છલીવાળ્યા. તે વિચાર કરવા લાગ્યો કે કુલીંદરાજા ચંદ્રહાસના પ્રતાપથી, રાજ્યના વિસ્તારમાં, સૈન્યના પ્રમાણમાં અને સંપત્તીની શ્રેષ્ટતામાં મારાથી વધતો થયો એટલે તે હવે મારા હાથમાં રહેવો મુસ્કેલ છે, વળી જેણે સઘળા દેશના રાજાઓને પોતાના બાહુબળ અને પરાક્રમવડે ટુંકી મુદતમાં જીતી લીધા, તો કુંતલપુરનું રાજ્ય પણ કોઇ દિવસ જીતી લે એમાં નવાઈ નહીં; વળી એનું પરિબળ દિનપ્રતીદીન વૃદ્ધિ પામતું જાયછે, માટે

આગળ ઉપર એને જીતવો મુસ્કેલ પડશે, જેમ શત્રુ, અગ્ની, રોગ, અને પાપ એ ગમે તેવાં નજીવાં હોય પરંતુ નાનાં ગણાતાં નથી તેમ કુલીંદરાજા જે હાલ ચંદ્રહાસને લીધે મારાથી ચડતી પાયરીને પોહોંચેલ છે તે જોકે આ વખતે મારી આજ્ઞાને અનુસરી ચાલેછે પણ ચંદ્રહાસ આગળ ઉપર જતાં સ્વાધિનમાં રહે એવો ભરૂસો રાખવો ફોકટછે.

## ગીતી.

સરીતા સર્પને સોમલ, વહનિ વિદ્યુત પાણિપરપોટા;
તરંગ લક્ષ્મી તૂતી, એહ ભરૂસા જન જાણો ખોટા. ૧

માટે આગળથી ઉપાય યોજવા, પાણી પહેલી પાળ બાંધવી મુનાસબ છે. એમ ધારણા કરી થોડા દિવસ ગત થવા દેઇ, દુષ્ટબુદ્ધિયે પોતાના દીકરા મદનને બોલાવી રાજ્ય સંબંધી કામકાજની ભલામણ આપી દ્રવ્યના ભંડાર સોંપી, કુંતલભુપની રજા લેઇ તે થોડા નોકરો સાથે ચંદ્રહાસને નરમ પાડવા માટે ચંદન નગર તરફ રવાને થયો અને થોડા દિવસમાં ધારેલ સ્થળે આવી પોહોંચ્યો.

પોતાના નગ્રમાં કુંતલભુપનો મુખ્ય પ્રધાન દુષ્ટબુદ્ધિ આવેછે એવા સમાચાર સાંભળતાં કુલીંદ અને ચંદ્રહાસ યોગ્ય ઉપચાર સાથે તેના સામા ગયા, કુલિંદ અને દુષ્ટબુદ્ધિ સ્નેહ યુક્ત ભેટી પડ્યા, અને ચંદ્રહાસે ભેટ દાખલ પુસ્કળ દ્રવ્ય આપી પ્રણામ કર્યા. દુષ્ટબુદ્ધિને યોગ્ય સનમાન સાથે પ્રીતી બતાવી દરબારમાં લેઇ આવ્યા અને

ત્યાં ખાનપાન કરાવી ખુબ સંતોષ પમાડ્યો. બીજે દિવ- સે કચેરી કરી તેમાં કુલીંદરાજા, દુષ્ટબુદ્ધિ પ્રધાન, ચંદ્રહાસ અને અમિર ઉમરાવ સાથે નગ્રના સુજ્ઞ સદ્દગૃહસ્થો આવી બિરાજ્યા હતા, સર્વ રૈયત દુષ્ટબુદ્ધિને યથાયોગ્ય કરવા આવતી હતી, રાજ્ય વૈભવના રળિયામણા ચીન્હ નેત્રને, મનને, અને શ્રવણને શાન્તિ પમાડી આનંદ આપતાં હતાં, એવામાં દુષ્ટબુદ્ધિ અને કુલીંધરાજા પોતાનાદેશની, સૈન્યની સંપત્તીની અને સુખની એમ અનુક્રમે જુદી જુદી વાતો કરવા લાગ્યા. એવામાં ચંદ્રહાસને જોઈ દુષ્ટબુદ્ધિયે કુલીંદને કહ્યું કે પુનેમના ચંદ્ર જેવા તેજસ્વી મૂખવાળા ચંદ્રહાસનો જન્મ જ્યારે થયો ત્યારે આટલો બધો સ્નેહનો સંબંધ છતાં તમે જુદાઈ રાખી મુને બિલકુલ વધામણી મોકલી નહીં, એ મુને ઓછું ખોટું લાગવા જેવું કારણ નથી અને તેટલી તમે જુદાઈ રાખોછો એમ હું સમજુછું કદા- પી તમે પુત્ર પ્રસવ થયાની વધામણી મુને મોકલાવી હોતતો જેટલો હર્ષ તે વખતે તમને થયો હશે તેટલોજ હર્ષ અલબત મુને થાત, પણ જ્યારે તમે જુદાઇ રાખી ત્યારે લાચાર.

અધુરૂં.



# आश्रय पत्र.

આ લઘુ પુસ્તક બનાવતાં માહારાજા ઠાકોર સાહેબ દાજીરાજ સાહેબ બાહાદુર સ્વસ્થાન વઢવાણ; આજમ મેહેરબાન હરીદાસ વિહારીદાસ સ્ટેટ કારભારી સ્વસ્થાન વાંકાનેર; અને રા. રાજેશ્રી દવે કેશવલાલ હરજીવન; આ સાહેબોએ મુને અગાઉથી ઉમદા મદદ આપેલી છે, તેથી તેઓ સાહેબોનો મોટો આભાર માનુંછું. તેમજ આજમ રેવાશંકર અંબાશંકર, રાજેશ્રી લીલાધર પ્રાણજીવન, રા. છગનલાલ પ્રાણલાલ, રા. રા. છગનલાલ હરીકૃષ્ણ, રા. ભાઇશંકર વીશ્વનાથ, રા. ભાઇશંકર માહાશંકર, મેહેતાજી મયારામ રઘુરામ અને શા નહાનચંદ છગનલાલ વિગેરે સજ્જનો;જેઓએ આ પુસ્તકને ઉત્તેજન આપવામાં અવધિ આગેવાની ધરાવી છે, તે મેહેરબાનોનો આભાર પણ,હું આ પ્રસંગે વિસરી જતો નથી.

**સ્વસ્થાન વઢવાણ.**

१० માહારાજા ઠાકોર સાહેબ શ્રી દાજીરાજ સાહેબ બાહાદુર.

३ આજમ મેહેરબાન ગણપતરાવ નારાયણ મુખ્ય દિવાન સાહેબ.

८ રા. ભાઇશંકર વીશ્વનાથ. અંગ્રેજી સ્કુલ આસીસ્ટંટ.

५ શેઠ ત્રીભોવનદાસ માણેકચંદ.

५ રાજેશ્રી વૈજનાથ ખોડીદાસ.

४ શેઠ હીરાચંદ માણેકચંદ.

૨ વકીલ. દેવશંકર મેઘજી.
૨ વકીલ ગોવીંદરામ મોરારજી.
૨ રાવળ વેલજી ભવાનીશંકર.
૧ રા. રા. પ્રભારામ જટાશંકર રાજ્ય-
ર્ચના ઉપરી.
૧ ,, ,, માણેકલાલ પ્રાગજી
૧ ,, ,, છગનલાલ વી. હરીકમ.
૧ ,, ,, પરસોતમ હરજીવન
૧ ,, ,, નારણજી શુંદરજી
૧ ,, ,, જગજીવન કાહાંનજી સરવેયર.
૧ ,, ,, મણીશંકર જટાશંકર
૧ ,, ,, નારણ અદાભાઈ
૧ ,, ,, બજીભાઈ પરભાશંકર નાજર
૧ ,, ,, પરતાપરાય કલ્યાણજી વડોદ
ફોજદાર.
૧ ,, ,, નારણજી પરભાશંકર વ. કામદાર.
૧ ,, ,, ઓઘડભાઈ નારણજી.
૧ ,, ,, ભાઈશંકર માહાશંકર જેલર
૧ ,, ,, ગોવીંદલાલ સુખલાલ. કું. શ્રી.
માધુભાના કામદાર.

૧ રા. કેશવજી મયારામ. મહેતાજી.
૧ ,, ફુલજી વી. હરીકમ સ્ટાંપ પેડર.
૧ ,, મોહનલાલ ઉમેદચંદ ફી કારકુન
૧ ,, નરભેશંકર જેશંકર
૧ ,, ડુંગર કલાભાઈ
૧ ,, હરીશંકર રામકમ
૧ રાજેશ્રી બાપુભાઇ કારકુન
૧ ,, વાલજી સંઘજી વકીલ.
૧ મેહેતાજીનાથાભાઇમંગળદાસ.આ.નં.૧
૧ ,, ગોરધન જેશંકર મેમકા.
૧ ,, બાળાશંકર હરીશંકર રાજપર
૧ રા. મયાશંકર જીવરામ આસીસ્ટંટ.
૧ ,, વેલસી પુંજાભાઇ ,, થર્ડ.
૧ ,, કેશવજી કાળુભાઈ ,,
૧ ,, લાલજી ભાઈશંકર આસી.લી.નં.૧
૧ ,, બ્યાશ છગનલાલ વાલજી.ટ્રેનીંગકો.
૧ કંટ્રાકટર શેઠ દોરાબજી જમસેદજી.
૧ રા. શંકરલાલ શીવશંકર
૧ ,, ગંગારામ નરભેરામ પો.પ. વાડલા.

૧ મેતા ખીમચંદ મુળજી
૧ શા. ઉજમશી કચરા
૧ શેઠ શીવલાલ માણેકચંદ
૧ પોષ્ટપીઓન દલપતરામ ડોસાભાઇ.
૧ ખવાસ કાળુભાઇ ત્રીકમભાઇ
૧ દરજી લવજી ત્રીકમ
૧ રા. રામેશ્વર હરદેવ મેહે. આબોઇ.
૧ ,, નારણજી કુબેરજી ક. મે.જોડીયા.
૧ મેહેતા વિદ્યારામ ત્રીકમજી.
૧ ,, પુરૂષોતમ પ્રેમાનંદ. મુખી આરવા
૧ સીધી સમશેર ઉમર સીટી પોલીશ.

## સ્વસ્થાન વાંકાનેર.

૧૨ આજમ મેહેરબાન રાવસાહેબ હરીદાસ વીહારીદાસ સ્ટેટ કારભારી સા.

## ચુડા.

૧૬ મેહેરબાન કેશવલાલ હરજીવન દવે, સ્વસ્થાન ભાવનગર કુમારશ્રીના કામદાર સાહેબ.
૧ સ્કોલર મોહનલાલ ભલુશંકર

## સ્વસ્થાન લીમડી.

૩ રા રા. ગીરજાશંકર દલસુખરામ. બાઈ શ્રીના કામદાર.
૧ રા. રા. કલ્યાણરાય ભુરાભાઈ મામલતદારના સીરસ્તેદાર.
૨ દેસાઈ લલુભાઈ જાદવરાવ સદરની કોરટના કારકુન.
૨ દેસાઈ લાલજી માણેકલાલ સદર.
૧ રા. કરસનજી મોતીરામ સદર
૧ રા. માણેકલાલ દયારામ સદર
૧ રા. રા. ચત્રભુજ લલુભાઇ મુનસફ કોર્ટના સીરેસ્તેદાર.
૧ રાજેશ્રી ભાઇશંકર પુરૂષોત્તમ પો. સુ. ના. ૧ લા. કારકુન
૧ ,. ત્રીકમલાલ નાનજી કંપાઉન્ડર
૧ ભટ રણછોડ મોરારજી બાઈ શ્રી હરીબાના કારકુન.
૧ દફતરી હરજીવન મોતીચંદશ્રી કોઠારના બીજા કારકુન.
૧ રાવળ જગન્નાથ કરસનજી

१ શા નાનચંદ છગનલાલ
१ પરીખ હરખચંદ ડોસાભાઈ
१ સંઘવી કાકુભાઈ માનસંગ
१ કોઠારી છગનલાલ ગોડીદાસ
१ શા ઉજમસી ગોડીદાસ
१ કાગદી ભગવાન તળશી
१ વ્યાશ જટાશંકર મોતીરામ
१ લોંબડ લાઇબ્રેરી
૨ ભટ પુંજાશંકર જગજીવન
૨ રાજેશ્રી દોલતચંદ મેઘજી મ્યુ. સેક્રેટરીના કારકુન
१ રા. કેશવલાલ સુંદરજી હજુર કોર્ટ કલાર્ક
१ રા. હરી રાવજી સરવેઅર
१ સંઘવી ઉજમસી વીરજી
१ રા. રા. પરસોતમ કાનજી પ્રાઇવેટ સ્કુલના માસ્તર
१ રા. કાનજી સુંદરજી અંગ્રેજી સ્કુલ માનીટર.

**વઢવાણ સીવીલ સ્ટેશન.**

૧૦ રા. રા. લીલાધર પ્રાણજીવન હેડ કલાર્ક ગાડમ કુંપની
૧૦ શેઠ દામોદરદાસ તાપીદાસ બી. બી. અને સી. આઇ રેલવેના કારટીંગ એજંટ
૧૦ રા. રા. છગનલાલ ડોસાભાઇ સ્ટેટ વકીલ.
૧૦ રા. રા. ખુસાલચંદ નાનચંદ. કલાર્ક ડેપ્યુટી સા. ઓફીસ.
૫ શેઠ હીમજીભાઇ લઘુભાઇ. મે. ગા. કુ. ના સરાફ.
૪ રા. રા. શંકરલાલ દયારામ દારોગા કોટન મારકીટ
૩ મે. જીવણલાલ ફુલચંદ સનંદી વકીલ
૩ મી. મનસુખરામ બેચરદાસ. મે. ગા. કુ. ના કલાર્ક
૩ મી. લખમણ લાલજી સદર
૩ રા. રા. જદુરામ કાસીરામ પાઠક. મુનીમ. બા. ભી. વ.
૨ શા. રાયચંદ હંસરાજ રૂના વેપારી.
१ રા. હરગોવીંદ છગનલાલ
१ રા. ગીરધરલાલ છગનલાલ

૧ રા. હરાવલભ લાલચંદ
૧ રા. ઓધડ સુંદરજી
૧ રા. ખોધા મોતી.

જામનગર.

૫ વૈદરાજ મણીશંકર વીઠલજી રસ સા-
ળાના માલીક

રાજકોટ.

૪ રા. રા. જટાશંકર નરસીરામ દ્વીવેદી
હાઇસ્કુલ.
૪ વૈદરાજ પ્રભાશંકર દલપતરામ ,,
૨ રા. જીવણલાલ હીમજીશાહ હુન્નર
શાળા પ્યુપીલ
૧ રા. મોરારજી માહાદેવ હાઇસ્કુલ સ્ટુ-
ડન્ટ, ૧ કલાસ.
૧ રા. વીરપાળ કેસવજી ગાંધી સદર
૧ રા. મુળજી લાલજી ખત્રી સદર
૧ રા. ભાયચંદ કાનજી ગાંધી સદર
૧ રા. કાનજી નથુભાઈ કડીયા સદર
૧ રા. રામચંદ્ર ગગજી સ્કોલર
૧ વૈદ ગીરજાશંકર બાવાભાઈ રૂદ્રપ્રાસા

૬ ઓષધશાળા
૧ રાવળ પ્રાણજીવન ત્રીકમજી

બગસરા.

૪ આજમ રેવાશંકર અંબાશંકર સ્ટેટ
મેનેજર સાહેબ
૨ રાજેશ્રી મયારામ રઘુરામ તાલુકા
સ્કુલ માસ્તર
૧ આજમ કરમચંદ ખુસાલચંદ થાણ-
દાર સાહેબ
૧ દરબાર વાલા હરસુર લક્ષ્મણના કુમાર
શ્રી દાદાભાઈ ભાગદાર
૧ રાજેશ્રી મુળશંકર શીવશંકર કામદાર
૧ ,, જેશંકર મોનજી ,,
૧ ,, ખોડા ખીમજી ,,
૧ ,, દયાશંકર શીવધર ,,
૧ ,, મુળચંદ હરીભાઈ ,,
૧ ,, હેમતરામ જમીયતરામ ,,
૧ ,, ગોવીંદજી રેવાશંકર નેટીવ ડાકટર,
૧ ,, રાઈચંદ ગોપાળજી મેનેજર સા.
ના. ફર્સ્ટ કલાર્ક.

१ ,, રવીશંકર વી. સવજી ,,સેકનકલાર્ક.
१ હુસેનખાં મોસમખાં. પો. ઈન્સ્પેક્ટર.
१ રા. જેચંદ ગોપાળજી વાલા હરસુરના દફતરી.
१ રા. નથુ હીરજી વાલા મુળુ ભાયાના કામદાર
१ રા. પરસોતમ ભાણજી કામદાર
१ રા. બેચર ધારસી આસીસ્ટંન
१ રા. મયાશંકર ઝુંઝા કન્યાશાળાના મે૦
१ રા. આણુંદરાય શંકરલાલ ઝામકા જમીદાર
१ રા. ખાન શ્રી દોસ્ત મહમદખાન ,, ભાગદાર
१ રા. મણીશંકર પ્રેમજી ,, કામદાર
१ મી. જગજીવન પ્રાગજી સ્ટેટ વકીલ
१ મી. નરસી ગોપાળજીથાણાકોર્ટકેન્ડીડેટ
१ જમાદાર સાલેબીન અબદલ હસન થાણા. પો. જમાદાર
१ મી. અમરસી રામજી કેન્ડીડેટ.
१ મી. દેવજી પ્રેમજી સ્કુલઆસીસ્ટંન.

१ મી. ગોવીંદ નથુ સદર
१ મી પ્રતાપરાય કાનજી
१ મી. પ્રાણજીવન અંદરજી કેન્ડીડેટ
१ મી. ભગવાનજી ઉકાભાઈ ,,
१ મી. સખારામ કૃષ્ણારાવ ,,
१ મી. વાલજી ભુરો. ,,
१ મી. કાબા ઝુંભા આકટીંગમજમુમેતા
१ બસીયારામ ગોરખા ગરાસીવા સુલતાનપોર.
१ દોસી હીરાચંદ અમરસી સાહુકાર
१ મી. ત્રીભોવન ડાયાભાઇ ,,
१ ઠકર માધવજી હરજી ,,
१ વીપ્ર વસરામ હીરજી પો. પટેલ
१ સ્કોલર કમળશી ઉકાભાઇ રા. ટ્રેનકા૦
१ શ્રી દુલભજી હરીભાઈ
१ મી. ભુરા રતનસીંહ
१ વસન આતમારામ પટાવાળાથાણાકોર્ટ

હળવદ

३ રા. રા. દયાશંકર પ્રાણજીવન સ્કુલ માસ્તર.

૨ ,, ,, મણીશંકર મોરારજી. વકીલ
૧ મહેરબાન દુરગાશંકર પ્રભાશંકર વહીવટદારસાહેબ
૧ રા. જગજીવન અંબારામ કન્યાશાળાના મેહેતાજી
૨ રા. મોહનજી રતનજીસરલાનામેહેતાજી
૧ રા. મંગળજી અંદરજી દવે
૧ રા. ગોપાળજી હરજીવન આસીસ્ટંટ.
૧ રા. મોતીરામ ઇશ્વર માનીટર
૧ રા. લીલાધર મયાશંકર સ્કોલર

ચોટીલા.

૧ આજમ પરમાનંદદાસ હરજીવનદાસ થાણદાર સાહેબ.
૧ રાજેશ્રી કેશવરાવબાપુજીથાણાકારકુન.
૫ રાજેશ્રી. છગનલાલ વી. પ્રાણલાલ ,,
૧ રા. નટવરલાલ નરબદાશંકર પોષ્ટ માસ્તર.
૧ રા. ઓઘડ ગોવીંદજી સ્કુલ માસ્તર
૧ રા. ભાણજી વી. લાલજી ફોજદાર આણંદપોર
૧ રા. રા. જગજીવન વી. વલભજી સરકારી કામદાર.
૧ રા. મગનલાલ ખીમચંદ એ. એનજીનીયર કારકુન
૨ રા. દેવશંકર કુંવરજી સીરસ્તેદાર પો. સુ. સ્વી. વાં.
૧ રા. ખીમચંદ વી. વલમજી સરકલ જમીદાર
૧ રા. મગનલાલ વીરચંદ રેસમીયા જમીદાર.
૧ કામદાર સવજી રાણા વકીલ.
૧ ચોટીલા કેશવરાવ લાયબ્રેરી
૧ રા. સોમચંદ જીવણ તા. ફોજદાર
૧ મોતીચંદ ડાયા. મોદી.
૧ કોનસ્ટેબલ રૂગનાથજી હરીભાઇ
૧ ખાચર ભોજ વાઘા. ચોટીલાભાગદાર
૧ ખાચર મેરામ ચાંપરાજ સદર
૧ રા. ધરમસી ગોરધન હંગામીકારકુન.
૧ રા. રામજી બેચર બામણબોર કામ.
૧ ,, નાનજી હલુ પો. પટેલમઘરીખડા.

૧ ,, જેલર ગુલાબ તાજાભાઇ ચો. થા.
૧ ,, માહાશંકર મયાશંકર પો.પ.પીપળીયા.
૧ રા. બાઇશંકર ગંગારામ એરાણા ,,
૧ ,, કલ્યાણજી જેઠા. રામપરડા. ,, ,,
૧ ,, હરજીવન કુંવરજી બામણબારે ,,
૧ ,, લલુભાઈ દુલભદાસ. આણંપોર,,
૧ ,, શીવશંકર નરભેરામ હરણીયા ,, ,,
૧ ,, નાગરદાસ ચતુર આલપડા ,, ,,
૧ ,, ત્રીભોવન ગંગાદાસ. મેવાસા ,, ,,
૧ ,, કલ્યાણજી જેઠા ચોબારી,, ,,
૧ ,, મણીલાલ કાળા આણંદપુરનીવાસી

**દસાડા.**

૧ આજમ કાળીદાસ રવીદત થાણદાર સાહેબ.
૨ મેહેતાજી મોહનલાલ જેસીંગ ભાઇ સ્કુલમાસ્તર.
૧ રા. રા. પુરષોતમલાલ ચુનીલાલ વહીવટદાર. મ. જોરાવરખાનજી.
૧ રા. રા. શોભારામ કેસવજી સદર ,,
૧ રા. રા. લીલાધર માવજી ફોજદાર

૧ મલેક મોતીમીઆં જાફરખાન દસાડા બા.
૧ રા. ડોસાભાઈ તુળસી મ. જોરાવરખાનજીના કારકુન
૧ રા. બાપુલાલ હરીદાસ બજાવણી કારકુન.
૧ સુકલ નાગરદાસ બાવળ પો. પટેલ
૧ ,, કાશીરામ બાવળ ,, વીસાવડી. ઝ.
૧ વકીલ માણેકચંદ ફુલચંદશાહ
૧ પરી. દેવચંદ હરજીવનદાસ મુનીમ.

**અમદાવાદ.**

૨ ભટ ગૌરીશંકર વલભરામ. મી. હા.સ્કુ
૧ સંઘવી સુખલાલ માનસંગ સદર
૧ રા. છગનલાલ મોતીલાલ સદર
૧ રા. હીરાચંદ છગનલાલ શા. સદર
૧ રા. મણીશંકર નરોતમ સદર
૧ રા. ચુનીલાલ ગગલભાઇ શાહ સદર
૧ રા. નારાયણરાવ કેશવલાલ. સદર
૧ રા. અમરતલાલ ચેંદુલાલ દેશાઇસદર
૧ છોટાલાલ સાંકળચંદ શાહ સદર
૧ દવે બાઇશંકર લીલાધર ફી. કા.આ.

૧ રા. જગજીવન મહાશંકર સ્કો. મેડીકલકો.

**જાફરાબાદ.**

૧ રાજેશ્રી જયશંકર પુરૂષોતમ સ્કુલ મા.
૧ પારેખ ગાંગજી ત્રીકમજી આસીસ્ટંટ
૧ રા. દેવીદાસ જીવાભાઈ પો.સુપ્રીટેન્ડે.
૧ શેઠ રતનજી હેમરાજ
૧ મહેતા રવજી તુળસી. ફોજદારીકારકુન
૧ પંડ્યા વલભજી ઓગાભાઈ પોસ્ટમેન
૧ સંઘવી મોરારજી દયાળજી કોઠારી.
૧ રા. માધવજી રૂપજી કસ્ટમ હાઉસના કારકુન
૧ રા. અમીદાસ રૂપજી સેકન્ડ આ.
૧ રા. દુલભદાસ નરોતમ થર્ડ ,,
૧ રા. પુરૂષોતમ દ્વારકાંદાસ ફોર્થ ,,
૧ સોની રામજી માલજી પરજીયા.

**રાપર પ્રાંત કચ્છ.**

૫ રા. રા. કેશવલાલ પીતાંબરદાસ. વહીવટદાર
૧ ,, ,, મોહનલાલ દલપતરામ સદર
૧ રા. દેવચંદ કુંવરજી સદર
૧ શા નાનચંદ માવજી સદર

**આટકોટ તથા નવાનગર.**

૧ રા. રા. ગીરજાશંકર જુગલરામ મા.
૧ રા. રા. ગોપીનાથ રામજી ઈ. આ. ડાસપેન્સરી
૧ રા. રા. દેવકરણ ઝીણા પો. ફોજદાર
૧ રા. રા. પ્રાગજી શવજી વકીલ
૧ રા. રા. શંકરજી અંબાશંકર વકીલ
૧ રાજેશ્રી જગજીવન આણંદજી કારકુ.

**તા. ગુદીઆળા.**

૫ રાણાશ્રી કસળસીંધજી લધુભા તાલુકદાર

**વણા.**

૧ રા. રા. નારણજી હરજીવન સ્કુલમા.
૧ રાણાશ્રો તખતસીંગજી કેસરીસીંગજી ભાગદાર વણા.
૧ કુમારશ્રી માલુભા વજેસીંગજી સદર
૧ રા. માહાશંકર સીવરામ જાની
૧ મી. ઓઘડ જીવા. માનીટર
૧ મી. વીરપાળ પ્રેમચંદ. સ્કોલર

**સાહુકા.**

૧ રાજેશ્રી નાગરદાસ મકનજી સ્કુલ,મા.

૧ રાણા ધીરસંગજી મેરામણજી

૧ રાણા હરીસંગ સબળસંગ

૧ રાણા ભીમજીભાઇ મુળુભાઇ

૧ રા. માહાદેવ ગોવનજી દવે

૧ ગાંધી જેમલ જીવરાજ

**ભાણવડ.**

૧૦ રાજેશ્રી ગોવીંદજી વી. નરસીરામ પશ્ચિમ વિભાગ પો. સુ. કા.

**તલસાણા.**

દવે ગગા અંબારામ, આ ગ્રંથ બનાવવાની સલાહ આપનાર

**તા.શાયલા.**

૧૦ માહારાણાશ્રી વખતસંઘજી ઠાકોર સાહેબ બાહાદુર.

૫ પટવારી વીઠલદાસભાઈ કારભારીસાહેબ

૧ ડાકટર જીજીભાઈ પચાણજી

**વડોદરા કાંપ**

૫ રાવબાહાદુર મણીભાઇ જસભાઇ કાઉનસેલર હી. હા. માહારાજા ગાયકવાડ સરકાર

**ભાયાવદર**

૧૦ મહેતાજી રામચંદ્ર ગણેશજી સ્કુલમાસ્તર.

**મુળી**

૧ મહેતાજી ડોસાભાઈ ગગજી

૧ ત્રીવાડી મકનજી પ્રેમશંકર વૈદ

૧ દવે છગન માહાશંકર

૧ સ્કો. કાશીરામ ઓધવજી

૧ ,, દમોદર ભાયચંદ

૧ પરમાર મદારસિંહ રામાભાઇ

૧ પરમાર ભીમજી અભાભાઇ

# જાહેર ખબર.

નીચે લખેલી ચોપડીઓ મારી પાસેથી રોકડી કીમતે મળશે પરગામથી મંગાવનારને ટપાલખર્ચ જાદે આપવું પડશે.

ચંદ્રહાસનું આખ્યાન ભાગ ૧ લો......... ૦-૮-૦
સુમતિ વિલાસ.......................... ૦-૪-૦
ઋતુવર્ણન...... ( છપાય છે ) ... ... ... ૦-૨-૦

શિવાય ચંદ્રહાસનો બીજો ભાગ પુરતાં ગ્રાહક મળેથી છપાવવા વિચાર છે જેનું કદ ૮૦ પૃષ્ટનું કરવામાં આવશે અને અગાઉથી ખરીદ કરનારની પાસેથી ફકત ત્રણ આના મુજબ લેવામાં આવશે મરજી હોય તે સાહેબોએ સૂચના આપવા કૃપા કરવી. અગાઉથી આશ્રય આપનારનો મોટો આભાર માનીશ.

વઢવાણ સોટી વાઘેસ્વરી પાસે } લી. સેવક
તા. ૧ એપ્રીલ સને ૧૮૮૨ ઈસ્વી } રાવળ દેવશંકર રામચંદ્ર.